# AHMAD SHAH'S DECISION

OR

## CHOOSING THE HIGHEST

BY

LOUISE MARSTON

---

# અહમદશાહનો નિર્ણય

અંગ્રેજી પરથી ભાષાંતર

---

સુરત

ગુજરાતની ધર્મપુસ્તકપ્રસારક મંડળીને સારૂ મિશન
છાપખાનામાં એચ. આર સ્કોટે છાપી
તથા પ્રસિદ્ધ કરી.

ઈ. સ. ૧૯૨૫.

---

૧૦૦૦ પ્રત] [કિમ્મત ૩ આના.

# અનુક્રમણિકા.

# અહમદશાહનો નિર્ણય
## યાને
## વધતું સારૂ પસંદ કરવું.

---

### પ્રકરણ ૧.
### અચંબો

એક શહેરમા છોડીઓની હાઇસ્કુલમાં એક મોટો મેળાવડો થવાનો હતો સ્કુલના જે 'હૉલ'મા મેળાવડો થવાનો હતો તેને મોટી છોડીઓ સવારથી શણુગારવા મ ડી ગઇ હતી બધુ તૈયાર થઇ ગયુ, જ્યાં આગળ પ્રમુખ સાહેબ બેસવાના હતા ત્યા મેજ ઉપર સુદર ફુલોથી ભરેલી ફુલદાની મુકી, અને ફુનઝાડનાં કુ ડાંથી 'પ્લૅટફૉર્મ'ને એક નાની વાડી જેવુ બનાવી દીધુ જે છોડીઓ આ કામ કરવામા' ગુથાએલી હતી તેઓમાં એક તેમના આગેવાન જેવી લાગતી હતી બીજી છોડીઓ તેને વારે વારે પુછતી કે, 'મલિકા, ફલાણુ અમે કયા ગોઠવીએ?' 'આ જગ્યાએ શુ સારૂ દેખાશે, એ વિષે, મલિકા, તુ શુ કહે છે?' અને આવા બધા સવાલોનુ સમાધાન સત્વર કરવામાં આવતુ તેના નામ પ્રમાણે તેનુ રૂપ પણ હતુ તે ઉંચી અને લાવણ્યમય હતી, પણ ખાસ કરીને તેનું વદન મનોહર હતુ તેની મુખાકૃતિ સુદર હતી, એટલુજ નહિ પણ તેને જોતાંજ તેના મનનું ધાર્યું કરે તેવી, તથા દઢ અને શાંત પ્રકૃતિવાળી દેખાઇ આવતી. બીજી છોડીઓ શા માટે મલિકાની સલાહ લેતી હશે, તથા તેના કહેવા ઉપર કેમ ભરોસો રાખતી હશે, તેનુ કારણ મલિકાનું મ્હોજ કહી આપતું.

ઠરાવેલે વખતે એટલે ચાર વાગે પુરૂષો, સ્ત્રીઓ અને છોકરાંથી તે હૉલ ચીકાર થઇ ગયો તેઓના જુદા જુદા પહેરવેશ પરથી દેખાઈ આવતુ કે તેઓ જુદી જુદી પક્તિના અને જુદા જુદા ધર્મનાં માણુસો હતાં.

ખ્રીસ્તી, મુસલમાન અને હિન્દુ છોડીઓ તે નિશાળે ભણુવા આવતી તેથી ઇનામને દહાડે ત્રણુ જાતના લોકો ત્યાં આવેલા હતા.

શરૂઆતમાં નિશાળના કિન્ડરગાર્ટન ક્લાસનાં સૌથી નાનાં છોકરાંએ ગીત ગાયુ, અને બધાંએ તાળીઓ પાડી તેમને ખુબ શાબાસી આપી. ત્યાર પછી બીજા ગાયન ગવાયાં, મુખપાઠ થયા અને ગાયન સાથે કસરત પણ કરવામાં આવી શ્રોતાજનોમા બે જુવાન મુસલમાન છોકરા હતા. તેઓ એક નવાબની સાથે ત્યા આવ્યા હતા, અને તેઓ કુલીન છોકરાઓ હોય એવુ તેઓના દેખાવ ઉપરથીજ જણાતુ હતુ

સૌથી ઉપલા ક્લાસની છોડીઓ 'પ્લેટફોર્મ' પર આવી ત્યારે પેલા બે મુસલમાન છોકરામાંના એકે પોતાના ભાઇને કાનમા કહ્યુ, 'પેલી જે ઉચી છોડી છે તેને તુ ઓળખે છે શુ?'

નાના ભાઇએ તે છોડી તરફ જોયુ અને પોતાનુ માથુ હલાવ્યુ. મોટા ભાઇએ કહ્યુ, 'મને લાગે છે કે હુ તેને ઓળખુ છુ હુ ધારૂ છુ કે તે આપણી પિત્રાઇ બેન મલિકા છે, તેણી જ્યારે ગુમ થઇ ગઇ ત્યારે તુ નાનો હતો તેથી તને યાદ નહિ હોય '

તે વિષે બીજી કઇ વધારે વાતચિત કર્યા વગર છોડીઓ જે સુદર રીતે કસરત કરતી હતી તે તે બે જણાએ જોયા કર્યુ તેઓ મુસલમાન હતા તેથી પોતાની પાસેની સગી અથવા તો હલકા વર્ગની મુસલમાન છોડીઓ, કે જેઓ પડદા વગર બહાર ફરે છે, તે સિવાય બીજી કોઇ મુસલમાન છોડીઓને જોઇ નહોતી, તેથી આજનો પ્રસગ તો તેમને તદન નવોજ લાગતો હતો

મોટા છોકરાએ વિચાર કર્યો કે આજની વાત મારે મારી માને કહેવી પડશે આ વાત સાંભળી તેમને આનદ થશે, કેમકે તેઓ માને છે કે છોડીઓને કેળવણી આપવાની જરૂર છે, તોપણ એ કેવી રીતે બની શકે તેની મને સમજણ પડતી નથી

ગાયન, કસરત, વગેરે પુરૂં થયુ ત્યારે જે બાનુ સ્કુલનાં ઉપરી હતાં તેમણે સ્કુલનો રિપોર્ટ વાંચી સભળાવ્યો. પછી પ્રમુખ સાહેબે ટુકુ ભાષણ કર્યું અને ત્યાર પછી ઇનામ વહેચવામાં આવ્યાં જે છોકરીએ અહમદશાહનુ ધ્યાન ખેચ્યુ હતુ તે છોડીને સૌથી વધારે ઇનામ મળ્યુ, અને સ્કુલમાંથી પહેલામાં પહેલી એ છોડીએ મેટ્રિકની પરીક્ષા પાસ કરી એવુ જ્યારે

કહેવામા આવ્યુ ત્યારે જેઓ હાજર હતા તે બધાએ તેનાં ઘણાં વખાણુ કર્યાં

મોટા છોકરાના મનમા વિચાર આવ્યો કે જો તે છોડી ખરેખર તેની પિત્રાઇ બેન મલિકાજ હોય તો પોતાના સગાથી તેને શરમાવાનુ કઇ પણ કારણ નથી. પણ મારી મા ઘણી વાર એવી વાત કહે છે કે એ છોડીએ અને એના બાપે અમને કલ ક લગાડયુ છે. પણ તે કેવી રીતે? તેમ કરવા કરતા આવી છોડી મારી પિત્રાઇ બેન થાય છે એમ જાણી મારે તો ઉલટો અભિમાન કરવો જોઇએ. આ ભેદનો ખુલાસો કરવા સારૂ હું મારી માને કહીશ. આ બધુ સમજી શકુ એટલો મોટો હુ હવે થયો છુ

પછી તેણે જોયુ કે બધા ઉભા થાય છે, અને તે પણ તેઓની સાથે ઉભો થયો, પણ લોકો કેમ ઉભા થયા હશે તેની સમજણ તેને પડી નહિ રાજગીત ગાવામાં આવ્યુ ત્યારે તે સમજ્યો કે રાજાના માનમાં સર્વ ઉભા થયા હતા ગીત ગાયા પછી બધાં વિદાય થયાં

અહમદશાહનો બાપ વકીલ હતો, અને તે તથા તેનો ભાઇ શાહનશાહ હુસેન જે નવાબની મુલાકાતે આવેલા હતા તે નવાબ તેમના બાપનો અસીલ હતો એ નિશાળની બાબતમા તે રસ લેતો અને તેનાં આવાં કાર્યોમાં તે હાજર થતો, અને તેથી આ બે છોકરાઓને તે ઇનામના મેળાવડામા સાથે લઇ ગયો હતો. જ્યારે તેઓ ગાડીમા બેસીને ઘેર જવાને નીકળ્યા ત્યારે તે છોકરાઓએ જે જોયુ હતું તથા સાભળ્યુ હતુ તે વિષે ઘણી બાબતો તેમના મિત્ર નવાબને પુછવાની હતી અહમદશાહે પુછ્યુ, "નવાબસાહેબ, આપણી છોડીઓ આ પ્રમાણે ઉઘાડે મ્હોડે બહાર ફરે એ તમને વાજબી લાગે છે? અમને તો એવુ શિખવવામાં આવ્યુ છે કે છોડીઓએ તો પડદામાંજ રહેવુ જોઇએ"

નવાબે કહ્યું "મારા છોકરા, આપણને રાજી રાખવા માટે દુનિયા બદલાયા વગર રહેવાની નથી દુનિયા જેમ જેમ બદલાતી જાય તેમ તેમ આપણે પણ બદલાતા જઇએ એ સૌથી સારો રસ્તો છે, પણ તારે જાણવુ જોઇએ કે જે છોડીઓ આજે આપણે જોઇ તેમાંની ઘણીખરી ખ્રીસ્તી છોડીઓ હતી, અને ખ્રીસ્તી સ્ત્રીઓ અને છોડીઓ પડદામાં રહેતી નથી, કારણ કે તેમને એવુ બધન નથી."

અહમદશાહે આશ્ચર્યસહિત કહ્યું, "શું તે છોડીઓ ખ્રીસ્તી છોડીઓ હતી? મને તો એવું શિખવવામાં આવ્યું છે કે ખ્રીસ્તીઓ બહુ હલકી જાતના અને અજ્ઞાન લોક છે."

નવાબે મ્હો મલકાવીને કહ્યું, "જે આપણને શિખવવામાં આવે છે તે બધું સાચું હોતું નથી, અને જેમ જેમ તું મોટો થતો જશે તેમ તેમ અમુક બાબતોની તપાસ તારે પોતાને કરવી પડશે."

અહમદશાહ કંઇ વધારે બોલ્યો નહિ, કારણ કે તેનું મન વિચાર-વમળમાં પડ્યું હતું. હવે તેને સમજણ પડવા લાગી. તેને વિચાર આવ્યો કે જે છોડી વિષે તે ધારતો હતો કે તે મલિકા છે તે જો મલિકાજ હોય તો પછી ભેદનો ખુલાસો તેની મેળેજ થઇ જાય. તેણી ને તેણીનો બાપ ખ્રીસ્તી થઇ ગયાં હતાં, અને તેમના કુટુંબ પર જે કલંક આણ્યું હતું તે એજ છે, અને એજ મહા પાતકને કારણે કરી તેઓ નાતબહાર મુકાયાં હતાં. એ બધી વાત ખરી, પણ ખ્રીસ્તી થઇ જવું એ શું કલંકરૂપ છે? ખ્રીસ્તીઓ વાસ્તવિક રીતે કેવા છે તે વાત મારાં માબાપ જાણતાં અને સમજતા નથી. આવી દેખાવડી અને હોશિયાર છોડી જો મારી પિત્રાઇ બેન મલિકાજ હોય અને મેટ્રિકની પરીક્ષા, જેમાં પાસ થતાં મને પોતાને બે વરસ થયાં, તે તેણીએ પાસ કરી છે એ બધું મારી મા જાણે તો મલિકા પોતાની સગી છે એવું કબુલ કર્યાં વગર અને તેને અમારે ત્યાં બોલાવ્યા વગર રહેજ નહિ.

પોતાના વિખુટા પડી ગએલા સગા વિષે જેટલું બને તેટલું જાણવા માટે અહમદશાહ પોતાને ઘેર જવા અધીરો થઇ રહ્યો હતો. તે પોતે જાણે સલાહ કરાવનાર હોય એવું તેને હમણાંથીજ ભાસવા લાગ્યું. મલિકાને વિસરી જવાનું તેને ઘણી વાર કહેવામાં આવ્યું હતું, પણ તે તો તેનાથી બનતુંજ નહોતું. તે ઘણા વખતથી ખોવાઇ ગએલી મલિકાની ઓળખાણ કરાવવાની આશાથી તેનું મન વિહ્વળ થયું હતું.

---

## પ્રકરણ ૨.

## ભેદનો ખુલાસો

થોડા દહાડા પછી પેલા એ છોકરા નવાબને ત્યાંથી પોતાને ઘેર આવ્યા જે બાબતમા અહમદશાહને ઘણો રસ પડયો હતો તે બાબત વિષે તે પોતાની માને પૂછવાનો લાગ શોધતો હતો એ ત્રણ દિવસ ગયા પછી તેને તેવો લાગ મળ્યો. તેની માને જ્યારે એકલાં દીઠાં ત્યારે તેની પાસે જઇને તેણે કહ્યુ, "મા, મારા કાકા અમીરઅલીએ શુ ખોટુ કામ કર્યું છે તે વિષે જાણવાનુ મને ઘણીવાર મન થાય છે "

ફેહમીદા બેગમે કહ્યુ, "હા, મારા દીકરા, તારા કાકાએ એક કામ કર્યું કે જેથી તે આપણા કુટુમને કલકરૂપ થયા છે પણ તુ જાણે છે કે તેમનુ નામ લેવાની તને મના કરવામાં આવી છે, તેમ છતા તેમના વિષે તુ કેમ પૂછે છે? જો તારા પિતા એ સાંભળશે તો તે ઘણા ગુસ્સે થશે "

છોકરાએ કહ્યુ, "મા, હવે હુ કઇ નાનુ છોકરૂ નથી. જો તે વિષે હવે મને કહેશો તો હુ સમજી શકીશ, પણ જો તમે મને નહિ કહો, તો તેથી હુ હમેશા શકમા ને શકમાજ રહીશ. મારી નાની પિત્રાઇ બેન મલિકાને તમે ભુલી જવાનુ કહો છો, પણ હુ તેને કેવી રીતે વિસરી જઉ? તેના વગર બીજી કોઇ છોડીને હું ઓળખતો નથી મને યાદ છે કે તે એક સુદર નાની છોડી હતી "

નિસાસો નાખતી ફેહમીદા બેગમે કહ્યુ, "હા, હું પણ તેને બહુજ ચહાતી, અને મારી પોતાની દીકરી તરીકે તેને દત્તક કરી લેત, પણ પરમેશ્વરની મરજી એવી નહોતી, અને એના બાપની મરજી પણ તેને મને આપી દેવાની નહોતી."

આ વાત બધ કરવાની પોતાની માની મરજી છે એવુ જાણી અહમદશાહે કહ્યુ, "મા, જ્યારે તમે મને કહેતા નથી ત્યારે શા કારણથી મે તમને એ વિષે પૂછ્યુ તે હું તમને કહીશ, અને વળી મારે તમને જણાવવુ જોઇએ કે તે વાત મે પોતેજ શોધી કાઢી છે." આથી ફેહમીદા

બેગમની જીજ્ઞાસા વધી, અને તેના દીકરાને જે કંઇ કહેવાનું હતુ તે બધુ સાંભળવાને તે આતુર થઇ રહી.

છોકરાએ કહ્યું, "જ્યારે અમે નવાબને ત્યા ગયા હતા ત્યારે ત્યાની છોડીઓની હાઇસ્કુલના ઇનામના મેળાવડામા જવાનુ નવાબને આમ ત્રણ મળ્યુ હતુ  હાઇસ્કુલના ઉપરી બાનુ નવાબ સાહેબના મિત્ર હતાં, અને નવાબ સાહેબનો પૌત્ર તે સ્કૂલમાં ભણનો હતો, તેથી તેઓ ત્યાં ગયા અને અમને પણ સાથે લઇ ગયા  મા, તમે ત્યાં હાજર થયા હોત તો સારૂ થાત  મને ખાત્રી છે કે એ મેળાવડા જેવો મેળાવડો તમે કદિ જોયો નહિ હોય  અમે એક 'હૉલ'માં ગયા  તે ધજા અને ફૂલ અને બીજી સુંદર વસ્તુઓથી શણગારેલો હતો, પણ તેથી વધારે સુંદર વાત હજી કહેવાની છે  બધી જાતના લોકોથી તે હૉલ ભરાઇ ગયો  અંગ્રેજ બાનુઓ ને ગૃહસ્થો, હિંદુ અને મુસલમાન ગૃહસ્થો પણ હતા, પણ મને સૌથી અજાયબ જેવી વાત એ લાગી કે કેટલીક હિંદી સ્ત્રીઓ પણ ત્યા આવી હતી, તેમાની કેટલીકે સાડી પહેરેલી, અને કેટલીક અર્ધી અંગ્રેજ અને અર્ધી હિંદી જેવી લાગતી  મારાથી એ વાત સમજાતી નથી, કારણ કે જ્યારે જ્યારે મારા બાપા મને એવી કોઇ જગ્યાએ લઇ જાય છે ત્યારે ત્યારે ત્યાં માત્ર પુરૂષોજ હોય છે, કદાપિ એકાદ બે અંગ્રેજ બાનુઓ હોય તો હોય"

ફેહમીદા બેગમે કહ્યું, "મારા દીકરા, વાત આગળ ચલાવ," અને છોકરાએ વાત આગળ ચલાવી. "ડેપ્યુટી કમિશનર" કે જે પ્રમુખ થવાના હતા તે ચાર વાગે આવી પહોચ્યા  ઘણાં નાના છોકરા 'પ્લેટફૉર્મ' પર આવ્યાં ને તેમણે સાથે રમત કરી દેખાડી અને ગાયન ગાયાં.  તે પછી બીજી રમતો દેખાડવામાં આવી અને ગાયન ગાવામા આવ્યાં  હવે તો સૌથી અગત્યનો ભાગ આવે છે  કેટલીએક મોટી છોડીઓ 'પ્લેટફૉર્મ' પર આવી  પહેલી તો એક ઉંચી છોડી આવી, અને જેવી મે તેને જોઇ તેવોજ હું ગભરાયો, કેમકે મને એવુ લાગ્યુ કે ખરેખર તે મારી પિત્રાઇબેન મલિકા છે."

ફેહમીદા બેગમ ચમકી ઉઠી, પણ તેણીએ શાંતપણે કહ્યુ, "મૂર્ખ છોકરા, આટલા લાંબા વખત પછી તું તેને ઓળખી શકે એ બનેજ કેમ?"

છોકરાએ જવાબ આપ્યો, "મા, મને લાગે છે કે હું કહું છું તે ખરૂ જ છે, અને જો એ પ્રમાણે હોય તો મલિકાથી આપણે શરમાઇએ એવી તે નથી, કારણ કે સર્વના કરતાં તેણે વધારે ઇનામ મેળવ્યાં  તે સ્કૂલમાં પહેલામાં પહેલી મલિકા મેટ્રિકની પરીક્ષામા પસાર થઇ છે, તેથી હુ જેટલુ શીખ્યો છુ તેટલુજ મલિકા પણ શીખી છે, પણ હુ તો છોકરો છુ ને તે તો છોડી "

ફેહમીદા બેગમે કહ્યુ, "તુ જે છોડી વિષે વાત કરે છે તે મલિકા છે એ હુ માનતી નથી, અને જો તે મલિકા હોય તો પણ તારી પિત્રાઇબેન પડદામા ન રહેતા લોકોમા ઉઘાડે મ્હોએ ફરે તેની તને શરમ નથી લાગતી? તારી મા જો તે પ્રમાણે કરે તો તુ શુ કહે?"

છોકરાએ કહ્યુ, "મા, એ તદન ખરી વાત, બીજી બધી વાત કરતા એ વાતથી મને ઘણોજ અચબો લાગ્યો હતો, અને જ્યારે અમે 'હૉલ' માથી બહાર આવ્યા ત્યારે નવાબ સાહેબને મે એજ વાત કરી, પણ તેથી તેમને તો કઇ નવાઇ જેવુ લાગ્યુ નહિ, પણ તેમણે એટલુજ કહ્યુ કે હાલના જમાનામા દુનિયા બદલાતી જાય છે અને જો આપણે તેની સાથે બદલાતા ન જઇએ તો આપણે પાછળ પડી જઇશું, અને, મા, મારા બાપા પણ હમેશા કહે છે કે, આપણે આગળ વધવુ જોઇએ અને પ્રગતિ થવી જોઇએ "

બીજુ કઇ બોલવાનું સૂઝ્યુ નહિ તેથી ફેહમીદાએ પૂછ્યુ, "તારે હજી બીજુ કઇ કહેવાનુ છે?" અહમદશાહે જવાબ આપ્યો, "હા, હજી તો કહેવાનુ છે  નવાબ સાહેબે મને કહ્યુ કે ત્યા જે છોડીઓ હતી તેમાંની ઘણીખરી ખ્રીસ્તી છોડીઓ હતી, અને તેઓ મુસલમાન સ્ત્રીઓ અને છોડીઓની પેઠે પડદો રાખતી નથી, કારણ કે તેમના ધર્મમાં એવુ ફરમાન નથી  વળી આ વાતથી મને તો વિશેષ નવાઇ લાગી  તમે કહો છો કે ખ્રીસ્તીઓ તો બહુ હલકા લોકો છે. વળી પોતાની સ્થિતિ સુધારવાને તેઓ ખ્રીસ્તી થઇ ગયા. પણ મા, એ વાત શી રીતે માની શકાય? કારણ કે તે છોડીઓ બિલકુલ એવી દેખાતી નહોતી, અને જે છોડી મલિકા જેવી દેખાતી તે કોઇ ખાનદાન કુટુંબની છે તે વિષે મને જરા પણ શક નથી  હવે, મા, છેલ્લી એક વાત તમને કહેવાની તે એ છે કે મે એ

ભેદ મારી જાતે ખોળી કાઢયો છે, એટલે કે મારા કાકા ખ્રિસ્તી થઇ ગયા એજ તેમણે મહાપાતક કર્યું છે, બીજુ નહિ. કેમ, મારી વાત ખરી છે?"

ફેહમીદા બેગમ એટલી બધી અચંબામાં પડી ગઈ કે શુ કહેવુ તે તેને સૂઝયુ નહિ તે ખોટી વાત છે એમ કહેવુ સહેલુ હતુ, પણ છોકરો તેનું કહેવુ ખરૂ ન માને એવો સભવ હતો, કારણ કે તેણીએ તેને સાચુ બોલતા કદિ શિખવ્યુ નહોતુ, અથવા તો પોતે હમેશા સાચુ બોલે છે એવી પોતાના છોકરાને તેણીએ ખાતરી આપી નહોતી.

હવે છુટી જવાની એકજ બારી હતી અને તે એ કે તેના છોકરાના સવાલનો કઇ પણ જવાબ ન આપવો તેથી તેણીએ કહ્યુ કે, "દીકરા, એ વિષે હવે વાતજ પડતી મૂક જેમને તારા બાપે આપણને મુએલાં ધારવાનુ કહ્યુ છે તેમના વિષે આપણે વાત કરીએ છીએ એવુ તે જાણશે તો તે ઘણા ગુસ્સે થશે."

છોકરાએ કહ્યુ, "સારૂ મા, મે જે વાત કરી તે જો ખોટી હોત તો નક્કી તમેજ કહેત કે તે ખોટી છે હવે હુ એ ભેદ સમજ્યો, પણ મને હવે પક્કી ખાત્રી થઇ છે કે તે હોશિયાર છોડી બીજી કોઇ નહિ પણ મારી પિત્રાઇ બેન મલિકાજ છે" અને તેની મા તેને કઇ જવાબ આપે ત્યાર પહેલા તો તે ઓરડીમાંથી ચાલ્યો ગયો

જોકે ફેહમીદા બેગમે પોતાના દીકરા સાથે એ વિષે વાત કરવા ના પાડી હતી તેમ છતાં પોતાના મનમા તે વિષે વિચાર કર્યાં વગર તે રહી શકી નહિ, અને છોકરો ગયો ત્યાર પછી ઘણા વખત સુધી અહમદશાહે તેને જે કહ્યુ હતુ તે વિષે તેણે વિચાર કર્યાં કીધા તેને યાદ આવ્યુ કે મલિકાને સારી રીતે ભણેલીગણેલી જોવાની આશા તે રાખતી હતી મલિકા મેટ્રિક પાસ થઇ છે એ વાત જાણી તેને એક વખત આનદ થાત, પણ હવે શુ? તેને મન તો મલિકા મુએલી છે, અને જે છોડી વિષે તેણે હમણા સાભળ્યુ હતુ તેની સાથે તથા તેના કુટુબ સાથે તેને કઇ પણ લેવાદેવા નહોતી એ તો ખરૂ, પણ તે માત્ર એકજ વખત મલિકાને જુએ તો સારૂ એવો વિચાર તેને આવ્યા વગર રહ્યો નહિ. પણ એમ બનવુ અશક્ય હતુ, કારણ કે વકીલ સાહેબ તે વાતની હા કદિ કહે નહિ, તેમની વચ્ચે જે આડી ભીંત થઇ હતી તે કશાથી દૂર થાય એમ નહોતુ.

તેના બાપના કહેવા મુજબ અહમદશાહ કરશે કે નહિ તે વિષે કેહમીદા બેગમને વિચાર આવ્યો હવે તે કંઈ નાનુ બાળક નથી. દિવસે દિવસે તે મોટા થતો જાય છે મલિકા રહે છે તે જગ્યા તેણે ખોળી કાઢી છે એ કુટુંબો જે કારણથી જુદા પડ્યાં તે કારણ અમારી નજરમા જેવુ ગભીર જણાય છે તેવુ તેની નજરમા ગભીર નથી હવે એ પ્રમાણે છે તો પછી તેના નાત બહાર મુકાએલા સગા સાથે પોતે સબધ વધારે તેમાં તેને કોણ અટકાવી શકવાનુ છે? જે છોડી જોઈને તેને પોતાની પિત્રાઈબેન મલિકા યાદ આવી તે છોડીને તે વિસરી જાય એ માટે બીજી બાબતોમાં તેને રસ લેતો કરવો ને તેમાં તેને તલ્લીન રાખવો, એજ સૌથી સારો રસ્તો છે

પણ આવી રીતે એ વિષયનો અત આવે એમ બનવુ મુશ્કેલ હતુ, કારણ કે બે કે ત્રણ દિવસ પછી જ્યારે બધા જમવા બેઠા હતા ત્યારે શાહનશાહ હુસેને કહ્યુ કે, “મા, હુ તમને એક વાત કહેવાનુ ત ન ભૂલીજ ગયો જ્યારે અમે નવાબ સાહેબને ત્યા ગયા હતા ત્યારે એક છોડી અમે જોઈ. અહમદશાહ કહે છે કે ખરેખર તે અમારી પિત્રાઈબેન મલિકા છે, પણ હુ તો કઈ એવુ માનતો નથી”

જાણે તેમની વચ્ચે એકાએક તોપનો ગોળો પડ્યો હોય એવુ હેમીદા બેગમને અને અહમદશાહને લાગ્યુ તે બે જણમાંથી કોઈ જરા પણ બોલ્યુ નહિ, પણ વકીલ સાહેબ શુ કહે છે તે જાણવા તેઓ ચુપ રહ્યા વકીલે ડોળા કાઢીને કહ્યુ, “એ નામ લેવાને તને મના કરવામા આવી છે એ તુ કેમ ભૂલી ગયો? તારે મલિકા નામની કોઈ પિત્રાઈ બેન છેજ નહિ”

છોકરાએ જવાબ આપ્યો, “પણ, બાપા, ખરેખર તે કોઈ બીજી હતી, માટે તે વિષે વાત કરવામાં કશી હરકત નથી.” નવાબ સાહેબે કહ્યુ કે, “તે ઉઘાડે મોએ બધાની આગળ આવી માટે તે છોડી ખ્રીસ્તી હોવી જોઈએ” “બાપા, ખ્રીસ્તીઓ બધા હલકા વર્ગના અને અજ્ઞાન નથી, કારણ કે આ છોડીએ તો મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે, અને તે હલકી જાતની હોય એવી કોઈ રીતે લાગતી નથી, અને એના જેવી બીજી ઘણી છોડીઓ ત્યા હતી”

છોકરો જરાક બોલતો અટક્યો એટલામાં તેના બાપે પૂછ્યું, "એવા ચોકોની મુલાકાતને વાસ્તે નવાબ સાહેબ તમને ક્યાં લઇ ગયા હતા?"

"પણ, બાપા, તેમની સાથે મુલાકાત થઇ નહોતી અમે તો માત્ર તેમને દૂરથી જોતા હતા કેવી રીતે બધું બન્યું તે હું તમને કહીશ જે સ્કુલમાં નવાબના છોકરાનો છોકરો નિશાળે જાય છે તેમાં ઇનામનો મેળાવડો થયો હતો, તેથી નવાબ સાહેબ ત્યાં ગયા અને અમને પણ તેમની સાથે લઇ ગયા, અને મલિકા, અથવા તો તેના જેવી પૈની છોડીએ બીજી છોડીઓ કરતાં વધારે ઇનામ મેળવ્યા" છોકરાએ પૂછ્યું "બાપા, છોકરાઓ જેટલું છોડીઓ પણ ભણી શકે છે એ તમે જાણો છો?"

વળીને કહ્યું, "કોણ કહે છે કે છોડીઓ છોકરાઓ જેટલું ભણી શકે છે?"

તરત જવાબ મળ્યો કે, "કોઇ એવું કહેતું નથી પણ આ છોડી મેટ્રિક પાસ છે અને અહમદશાહ પણ પાસ છે, તેથી જેટલું અહમદશાહ જાણે છે તેટલું તે છોડી પણ જાણે છે બાપા, માફ કરો, ને આટલુંજ હવે કહેવા દો. હું નાનો હતો ત્યારે મલિકા મને કહેતી હતી કે તું જેટલું ભણીશ તેટલુંજ હું ભણીશ, અને તે વખતે હું તેને હસતો ને કહેતો કે છોકરાના જેવી અક્કલ છોડીઓને હોતી નથી"

નાઝીર હુસેને કહ્યું કે, "જો તેઓને તારા કરતાં વધારે અક્કલ ન હોય તો જરૂર તેમને થોડી તો હશે પણ હવે બહુ થયું. છોડીઓ શું કરે છે તેની મને કંઇ પરવા નથી, ને તેમના વિષે હું સાંભળવા ઇચ્છતો પણ નથી જો તું આવી વાતો કરશે તો હું તને બીજી વાર નવાબ સાહેબને ત્યાં જવા દઇશ નહિ"

આ સાંભળીને શાહનશાહ હુસેન ચુપ થઇ ગયો ને થોડી વાર પછી બધાં ઉઠી ગયાં

---

૧૨૩૩૯

## પ્રકરણ ૩

### મલિકા.

ઈનામને દિવસે પેલા હૉલમાં એક માણસ હતો, જેનું હૃદય સંતોષ અને આનંદથી ઉભરાઈ જતું હતું, તે માણસ, જે છોડી મેટ્રિકની પરીક્ષામાં પાસ થઇ હતી અને જેને સાથી વધારે ઇનામ મળ્યા હતા તેનો બાપ અમીરઅલી હતો એવા અવસરે કયા બાપને આનંદ અને સંતોષ ન થાય! ત્યારે પોતાની પ્રાણીજ વ્હાલી અને એકનીએક પુત્રી વગર જેને બીજી કશી માલમિલ્કત હતી નહિ તેવા બાપને આનંદ થાય એમાં શી નવાઇ!

તે તેની સાથે ઘેર આવવાની હતી તેથી બીજા બધા 'હૉલ' છોડી જતા રહ્યા ત્યાં સુધી તે તેની રાહ જોતો ઉભો રહ્યો તે વિચારમાં એટલો બધો તલ્લીન થઇ ગયો હતો, કે કોઇ તેની પાસે આવ્યું તેનાં પગલાંનો અવાજ પણ તેણે સાંભળ્યો નહિ, પણ જ્યારે તેના ખભા ઉપર આવનારે હાથ મુકયો ત્યારે તે ચમકયો એટલામાં કોઇએક આનંદી અવાજે તેને કહ્યું, "કેમ, વ્હાલા બાપા, જે બધા ઇનામ અને માન તમારી છોડીએ મેળવ્યાં તેથી શું તમારા પર એટલી બધી અસર થઇ છે કે તમે વિચારમાં તલ્લીન થઇ ગયા છો કે હું આવી તે પણ તમે જાણ્યું નહિ?"

બાપે હસીને જવાબ દીધો કે, "જો તેમ હોય તો તેમાં અજાયબ થવાનું કંઇ કારણ નથી જો એ વિષે તે મને અગાઉથી ખબર આપી હોત તો મારા પર તેથી આટલી બધી અસર થાત નહિ"

"બાપા, તમને અચંબો થાય માટેજ તે વિષે મેં તમને એક અક્ષર પણ કહ્યો નહિ, અને તે ઉપરાંત હું પોતે પણ બધું જાણતી નહોતી"

હૉલમાંથી નીકળીને તેઓ બન્ને ઘેર જવા સારૂ ગાડીમાં બેઠાં ગાડીમાં મલિકાનો સામાન પણ મુકી લીધો. થોડાજ વખત ઉપર અમીરઅલીની દીક્ષા થઇ હતી અને જે શહેરની નિશાળમાં મલિકા કેટલાક વર્ષ સુધી ભણી હતી તે શહેરની મંડળીનો તેને પાળક નિમવામાં આવ્યો હતો. મલિકા અમુક વરસો સુધી નિશાળમાં ભણી હતી અને

તેણે ઘણી વખત આગગાડીમાં મુસાફરી કરી હતી, પણ તેને બદલે આજે તેને ઘોડાગાડીમાં મુસાફરી કરવાની આવી

ફૂલવાળા ઝાડ અને લીલાછમ ઘાસવાળા કૅમ્પાઉન્ડના ખુણામા નવુ બાંધેલુ એક ઘર આવેલુ હતુ બારણા આગળ બે વૃદ્ધ બાઇઓ પોતાની વ્હાલી મલિકાને આવકાર આપવાને ઉભેલી હતી

અહીં આવી તે પહેલા મલિકાએ એ નવુ ઘર જોયુ નહોતુ, તેથી તેને બધુ નવુ નવુ લાગ્યુ, અને તે ખુશી થતી થતી એક પછી એક એમ દરેક ઓરડામાં ફરી વળી, અને જે કઇ નવુ તે ઘરમા હતુ તે બધુ જોયુ. જે જે તેણે જોયુ તે બધુ તેને ગમ્યુ, તોપણ તેણીએ વિચાર કર્યો કે, હજી હુ એ કરતાં પણ સારી વ્યવસ્થા કરીશ જો દિવાલો પર છબીઓ ટાગી હોય, કોઇ કોઇ ઠેકાણે ફૂલપાત્ર મૂકયા હોય અને એવી બીજી વસ્તુઓથી ઘર શણગાર્યું હોય તો વળ કેવુ મઝાનુ લાગે! એવી બધી વાત મલિકા હવે સમજતી હતી ને તેમા ઘણો આનદ લેતી મલિકાએ પોતાને જે ઇનામ મળ્યાં હતા તે કાઢયાં અને ગોઠવ્યાં પેલી વૃદ્ધ બાઇઓને જરા પણ વાચતાં આવડતુ નહોતુ તો પણ મલિકાની ચોપડીઓ તેમણે જોઇ ને તેની સુદર બાંધણી વખાણી અને મલિકા કે જેને તેઓ માત્ર હજી નાનુ બાળક સમજતા હતા તેની વિદ્યાથી વિસ્મય પામી

પછી મલિકા ને પેલી બે બાઇઓ નિરાંતે બેઠાં નાદિરખાનમ રસોઇ કરતી હતી તે વગમા નોકર હતી, પણ તેને નોકર નહિ પણ મિત્ર જેવી ગણવામા આવતી હતી આ વખતે મલિકાની દાદીમાએ તેને પુછ્યુ, "તુ હવે ઘણુ ભણી છે, તારે વધારે ભણવાની જરૂર નથી, હવે તું શુ કરીશ, બેટા?" તે વૃદ્ધ બાઇને પોતાના દીકરા અને તેની દીકરીના નવા આચારવિચાર સમજવા મુશ્કેલ પડતા

મલિકાએ પોતાના બાપ તરફ જીજ્ઞાસાથી જોયુ અને જવાબ આપ્યો, "હુ તમારી સાથે અને બાપાની સાથે ઘણો વખત રહીશ અને તમે પહેલાના કરતાં વધારે સુખે રહી શકો એવુ મારાથી થશે તેટલુ કરીશ. માજી, તમને એવુ ગમે છે?"

"હા, બેન, ઘણો વખત તુ અમારાથી દૂર રહી છે પણ તે કહ્યુ કે હુ ઘણો વખત રહેવાની છુ, પણ તેટલા વખત પછી તું શુ કરીશ? તું

હમેશ નહિ તો તારૂ લગ્ન થાય ત્યાં સુધી ઓછામાં ઓછુ અમારી સાથે રહીશ ? એ વિષે બોલવુ કદાચ લાજમ નથી "

છોડીએ જવાબમાં કહ્યુ, ' માજી, પછી હુ શુ કરીશ તે હજી મારાથી કહી શકાય નહિ પણ પરમેશ્વરની અને મારા બાપની મરજી મુજબ હું કરીશ "

અમીરઅલી કાગળ વાચતો હતો, અને તે તેમની વાત સાભળતો નથી એમ દેખાતુ હતુ, પણ ખરી રીતે જોતા તે તો બધી વાત સાંભળતો હતો તેણે ઉંચુ જોઇને કહ્યુ, "મલિકા, મને યાદ છે કે જ્યારે તુ નાની હતી અને તે વખતે તને કઇ ન કરવાનુ કહેવામા આવતુ ત્યારે તુ જમીન પર પગ પછાડીને કહેતી કે મને પોતાને જેમ ગમશે તેમ કરીશ "

છોડીએ જવાબ આપ્યો, "હા, પહેલાં શાતિ મને શિખવતી હતી, પણ હવે તો પ્રભુ ઇસુ મારો શિક્ષક છે તેની આજ્ઞાઓ ન પાળતાં પોતાને રાજી રાખવા પ્રયત્ન કરૂ એવુ, બાપા, કેમ બની શકે ?"

તેના બાપે કહ્યુ, "ના, ખ્રાસ્તે પણ પોતાને રાજી કર્યો નહિ " વાત આગળ ને આગળ ચાલી, કેમકે બાપદીકરી બને એક બીજાના મિત્ર જેવાં હતાં, અને તેઓ એક બીજાથી કઇ પણ છાનુ રાખતાં નહિ

બીજે દિવસે મલિકાએ પોતાની સાથે જે ચીજો લાવી હતી તે, અને ઘરમાની બીજી ચીજોને બહુજ સુદર રીતે ગોઠવી, અને જ્યારે તેનો બાપ એક બે મિત્રોને ત્યા જઇ પાછો આવ્યો ત્યારે તો જાણે પોતાનું ઘર બદલાઇ ગયુ હોય એમ તેને લાગ્યુ થોડી વાર સુધી મલિકા કઇ કહ્યા વગર તેના બાપ પાસેથી જતી રહી પણ જ્યારે તે રસોઇ તૈયાર કરીને લાવી ત્યારે તેના બાપને સમજણ પડી, કારણ કે મલિકાએ તેને કહ્યુ કે, રસોઇ તો મે તૈયાર કરી છે, અને તેનો બાપ એટલુજ નહિ પણ તેની દાદીમા પણ બહુજ ખુશી થયા, કારણ કે મલિકા એટલી બધી હોશિયાર હતી કે તેણીએ મેટ્રિકની પરીક્ષા પાસ કરી અને ઘણા ઇનામો મેળવ્યાં, એમ છતાં પણ તે રસોઇ કરવામા અને ઘર સાફસુફ રાખવામાં પણ એટલીજ હોશિયાર હતી વળી એ ઉપરાત મલિકા બીજુ પણ કામ કરી શકતી હતી, એટલે કે સાબ્બાથશાળામા એક ક્લાસ

ચલાવવાનુ તેણે તેના બાપ પાસે માગ્યુ   તેના બાપે ખુશીથી સાબ્બાથ-શાળાની એક કલાસ તેને સોપી,  અને જે છોડીને નાનપણમા પ્રભુ ઇસુ વિષે શિક્ષણ આપ્યુ હતુ તે હવે ઇસુ પર પ્રેમ રાખીને નાના છોકરાંને ઇસુ વિષે શિખવતી તે જોઇને તેને આનદ થયો

પાળક સાહેબ માંદાં અને દુખિત માણસોની મુલાકાત લેવા જતો, ત્યારે તેની દીકરી પણ તેની સાથે જતી તેથી તેઓને આનદ થતો. અને તે આનદી અને સુખી છોડી જ્યાં જ્યાં જતી ત્યા ત્યા બધાને આનદ પમાડતી   માંદાં તથા દુખી માણસો તો તેની પાસે આવી બેસતાં ને બે ઘડી દિલાસો પામતાં

એક દિવસે સાજે, મલિકા તેના બાપ સાથે બેઠી હતી તે વખતે તેણીએ કહ્યુ, "પાપા, જો આપણે ખ્રીસ્તી ન થયા હોત તો શુ થાત! મારી જીદગી કેવી આળસુ અને નકામી બની જાત!"

"હા, બેટા, મારૂ પણ એમજ થાત, પ્રભુ ઇસુને મે ઓળખ્યો ત્યાર પહેલાના વરસોનો વિચાર કરતા મને માલમ પડે છે કે તેઓ ઘણાંજ નિષ્ફળ ગયાં હતાં"

મલિકાએ કહ્યુ "તેનું કારણ એ હશે કે પ્રભુ ઇસુને શરણે આવ્યા પછી આપણે તેનામા અને તેના વડે જીવીએ છીએ"

અમીરઅલીએ જવાબ આપ્યો, "હુ જીવુ છુ માટે તમે પણ જીવશો" એવુ વચન આપનાર પ્રભુ ઇસુ વડે આપણે હમણાં જીવીએ છીએ એટલુજ નહિ પણ સદાકાળ સુધી જીવતાં રહીશુ

---

## પ્રકરણ ૪.

## ઓચિંતો મેળાપ

મલિકા નિશાળ છોડી ઘેર આવી ત્યાર પછી ત્રણ મહિને તેમના શહેરમા એક બૅરિસ્ટર કોઇ કેસને માટે આવ્યો તે ઉંચી કેળવણી પામેલો મુસલમાન હતો અને લોકનો અભિપ્રાય તેના વિષે ઉંચો હતો જે કેસને માટે તે અહીં આવ્યો હતો તે પૂરો થયો અને હવે તે પોતાને ઘેર જવાની તૈયારી કરતો હતો એટલામા તે શહેરમા કોલેરા ચાલતો હતો તે તેને એકદમ લાગુ પડયો કેટલાક કલાક સુધી તો તેણે હિંમતથી તે રોગથી થતી પીડા સહન કરી પણ થોડીક વાર પછી તે નહિ બચે એવુ માલમ પડયુ.

જે દાક્તરને બોલાવવામા આવ્યો હતો તેણે કહ્યુ કે જો આ માણુસના કોઇ સગા હોય તો તેમને બોલાવો, કારણ કે હવે તે તો ભાગ્યેજ બચે પણ તેના સગાં વિષે કોઇને ખબર ન હતી એ દાક્તર ત્યાના પાદરીને સારી રીતે ઓળખતા હતા અને તેને માટે તેને ઘણુ માન હતુ આ બાબતમા તેણે તે પાદરીની સલાહ લેવાનો વિચાર કર્યો તે રેવ અમીરઅલીને ઘેર ગયા ને તેને બધી મિના કહી સભળાવી

પાદરીએ કહ્યું, હુ તે માણુસની પાસે જઇશ, અને કદાપિ તેની પાસેથી મને કઇ બાતમી મળે તેથી તે ધર્મશાળામા ગયો અને દાક્તર બીજા દરદીઓને જોવા ગયો. દાક્તરનુ કાર્ડ બતાવ્યુ એટલે પેલા માંદા માણુસની કોટડીમાં તેને જવા દીધા અંધારૂ થયુ હતુ તેથી ખાટલાની તદ્દન પાસે ગયો ત્યાં સુધી તો તે માંદા માણુસનુ મ્હો બરોબર જોઇ શકયો નહિ પછી તેને માલમ પડયુ કે જે બિચારો હાલ તદ્દન નિરાધાર અને એકલો ખાટલા પર પડેલો દરદી છે તે તો મારો પોતાનો સગો ભાઇ છે. એટલે કે જે પકડાએલો બૅરિસ્ટર કે જેને જ્યારથી તેઓ બન્ને ભાઇ જુદા પડયા હતા ત્યારથી અત્યાર સુધીમાં તેને કદી મળ્યો ન હતો તેજ છે. તેના ઘરનાં માણુસો અને ઓળખીતાઓ તેને જે નામથી બોલાવતા હતા

તે નામ લઇને તેણે તેને કઇક કહ્યુ, મરણ પામતા માણસે તે સાભળ્યુ પણ તેનામા હવે બોલવાની શક્તિ રહી ન હતી

તેના ભાઇએ તેના જ્યેષ્ઠ પુત્ર ઉપર તાર કર્યો કે, 'તમારા બાપા બહુજ માંદા છે, તાબડતોબ આવો,' અને મલિકાને પણ ખબર મોકલી કે મારાથી ઘેર અવાશે નહિ અને તેનુ કારણ પણ જણાવ્યુ પછી તે માદા માણસને જોતો બેઠો અને દાક્તરના હુકમ પ્રમાણે તેની સારવાર કરવા લાગ્યો ઘણા ઉપાયો કર્યા છતાં તેનુ દરદ વધતુ ને વધતુ ગયુ, અને તેનો જીવ જવાનો સમો આવી લાગ્યો હવે આ દુનિયાને લગતી વાતોમાંથી નાઝીરહુસૈન પરવારી ગયો હતો જો આ વખતે ઉપરની આત્મિક વાતો તેને બતાવવામા આવી હોત તો તે તેમનો તુચ્છકાર કરત, એમ કોણ કહી શકે? તેણે પસદગી કરી લીધી હતી તે પ્રમાણે તેણે પોતાની જીદગી ગુજારી હતી હવે તે ખતમ થઇ અને બાકી શુ રહ્યુ? મધ્યરાત્રે નાઝીરહુસેને પ્રાણ છોડયો, અને તે કોટડીમાં અમીરઅલી હવે એકલો હતો

અહમદશાહ આવે તે પહેલાં અમીરઅલીએ જોઇતી ગોઠવણ કરી લીધી, પછી ગાડીને વખતે સ્ટેશન પર ગયો ગાડી આવી એટલે એક ડબામાથી એક જુવાન માણસ ઝટ દઇને નીચે ઉતરી પડયો, અને તરત અમીરઅલીએ તેને ઓળખી કાઢયો કે તે તો તેનો ભત્રીજો છે

ઇનામના મેળાવડાને દિવસે જે પ્રમાણે અહમદશાહને ખબર પડી હતી કે મલિકા મારી ગુમ થએલી બહેન છે તેવીજ રીતે મને ગાડી પર જે લેવા આવ્યા છે તે તો મલિકાના બાપા અને મારા કાકા છે, એની તેને તરત ખબર પડી, પણ હું આવવાનો છુ એમ તેણે કેવી રીતે જાણ્યુ હશે? અને મને મળવાનું તેમને કહ્યુ કોણે? આ બધુ તો તેને મન એક સ્વપ્ન સમાન હતુ

અહમદશાહે કહ્યું, "હું મારા બાપને જોવા આવ્યો છુ, તે બહુ માંદા છે એવો મને તાર મળ્યો હતો મારે તેમને તરત મળવુ જોઇએ"

અમીરઅલીએ જવાબ દીધો કે, "હા, તે બહુ માંદા હતા, મે પોતે તારા પર તાર કર્યો હતો, અને તાર વાચીને તુ તરત આવશે એમ

જાણીને હું તને લેવાને આવ્યો છુ. ચાલ, હુ તને બધી વાત વિગતવાર કહી સભળાવુ

પોતાના સગાંસ્નેહીઓથી દૂર એમ આ અજાણ્યા શહેરમા મારા બાપની જીદગીનો અત આવ્યો, ને હવેથી હુ અને મારો ભાઇ નબાપા થયા છીએ, અને મારી મા વિધવા થઇ છે, એ અહમદશાહે જાણ્યુ. આ માઠી ખબર સાભળી તેણે કઇ પણ વિશેષ શોકના ઉદ્દગાર કાઢયા વગર તે બેભાન જેવો થઇ ગયો તે વિચાર કરવા લાગ્યો કે મારા બાપા માંદા હતા તે મારા કાકા કેવી રીતે જાણીને તેની પાસે આવ્યા હશે! એ બધુ તેને અજાયબ જેવુ લાગ્યુ, પછી દાક્તરને કેવી રીતે બોલાવ્યા હતા એ બધી વાત તેના કાકાએ તેને કહી સભળાવી આ નિરાશ થએલા ને એકલા પડેલા છોકરાને પોતાને ઘેર લઇ જઇને તેની પિત્રાઇ બેનની મુલાકાત કરાવવાની અમીરઅલીની ઘણી મરજી હતી, પણ તેને એવુ લાગ્યુ કે જો હું હમણા સાવચેતીથી વર્તીશ તોજ પછીથી એવી મુલાકાતનો પ્રસગ આવશે, તેથી તે તેને ધર્મશાળામાં લઇ ગયો

થોડી વાર પછી મરનાર માણસનો ખ્રીસ્ની ભાઇ અને તેનો મુસલમાન દીકરો કબર આગળ આવી ઉભા મરણનો દુખ કાઢી નાખનાર અને મરણ પર જય પામનાર પ્રભુ ઇસુની આ વખતે કઇ વાત કરવામાં આવી નહિ પ્રભુ ઇસુમા જેઓ મરી જાય છે, તેઓના વિષે જે મહિમાવાન આશા ખ્રીસ્તી લોકો રાખે છે તે અમીરઅલી જાણતો હતો, તેથી એ વાત વિષે અજ્ઞાન રહેલા પોતાના ભાઇ વિષે તેને ઘણુજ દુખ લાગ્યુ.

કેટલોક વખત વિચાર કર્યો પછી અમીરઅલીએ પોતાના ભત્રીજાને કહ્યું કે હું તારી સાથે ઘેર આવીને તારી માને આ માઠી ખબર કહીશ છોકરાએ કઇંક આનાકાની કરી અહમદશાહનુ મન તો હતું કે મારા કાકા મારી સાથે આવે, પણ પોતાને ઘેર તેનો કેવો આવકાર થાય એ વિષે તેને શક પડયો. તેના કાકાના ઉપકારના બદલામાં પોતાને ઘેર તેને કદાપિ પેસવાજ દેવામાં ન આવે એ તેનાથી સહન થાય નહિ અમીરઅલીએ તેની આનાકાની જોઇને તેને કઇ વધારે કહ્યું નહિ, અને ઘેર પાછા જવા પોતાના ભત્રિજાને ગાડીએ મુકી આવ્યો.

ઘેર આવ્યા પછી તેણે બધી વાત મલિકાને કરી મલિકાએ કહ્યુ, બાપા, તમે તેને અહિં કેમ ના લાવ્યા ? મારા ભાઇને મે ઘણાં વરસોથી જોયો નથી, તેને જોવાથી મને કેટલો બધો આનંદ થાત ! તે ઘણોજ દુ ખી હશે, હુ તેને દિલાસો દેત, પણ પોને તેને ન આણ્યો તેનુ કારણ તેના બાપે મલિકાને સમજાવ્યુ, એટલે તેને ન લાવવામા તેના બાપે કેટલુ બધુ ડહાપણ વાપર્યું હતુ તેની ખાત્રી મલિકાને થઇ, જે બનાવ બન્યો હતો તે વિષે તથા બૅરિસ્ટરના મરણની ખબર ઘેર બધા સાંભળશે ત્યારે કેવો શોક થશે તે વિષે બાપદીકરીએ મોડી રાત સુધી વાત કરી

એટલામા મલિકા બોલી ઉઠી કે, 'બાપા, મને એક સારો વિચાર સુઝી આવ્યો છે. આપણે કેટલાં બધાં દુ ખી છીએ અને તેમને દિલાસો દેવા કેટલા બધા ઇંતેજાર છીએ તે વિષે એક કાગળ મારી કાકી પર મને લખવા દો. અમીરઅલીએ વિચાર્યું કે એ ઠીક પડશે. તરતજ મલિકાએ કાગળ આણ્યો અને તેના બાપને પુછી પુછીને કાગળ લખવા બેઠી કાગળ બહુ લાંબો ન હતો, પણ પ્રેમથી અને સારી લાગણીઓથી ભરપૂર અને વળી શુદ્ધ ઉરદુ ભાષામા લખેલો હતો, એવી મતલબથી કે તે કાગળ ફેહમીદા વાંચે ત્યારે તે ખાતરીથી જાણે કે મલિકા પોતાની માતૃભાષા ભુલી ગઇ નહોતી.

મલિકા ઉંઘી ગઇ, ત્યાર પછી ઘણી વાર સુધી તેના બાપને ઉંઘ આવી નહિ તેના ભાઇના મરણથી પાછલા વખતના બનાવોનો ચિતાર તેના મન આગળ ખડો થયો હતો, અને જે તારનાર પ્રભુ ઇસુને તે પોતે ચાહતો હતો, ને તેની સેવા કરતો હતો, તેની સાથે ફેહમીદા બેગમ અને તેના છોકરાઓની ઓળખાણ થાય એવી તીવ્ર ઇચ્છા પણ તેને થઇ આવી, અને તેમને માટે તે આગ્રહથી પ્રાર્થના કરવા લાગ્યો.

## પ્રકરણ ૫.

### બેરિસ્ટરનું કુટુંબ

અહમદશાહે પોતાના બાપના મરણ વિષે ઘેર તાર કર્યો હતો, તેથી તે ઘેર ગયો ત્યાર પહેલાં તેના બાપના મરણની માઠી ખબર ઘેર પહોંચી ગઇ હતી અહમદશાહે પોતાની માને દીઠાં, અને તે કંઇ બોલે ત્યાર પહેલાતો તે રડવા તથા શોક કરવા લાગી. થોડી વાર પછી જ્યારે તેઓ બન્ને રડતાં બંધ થયાં ત્યારે જે બધુ બન્યુ હતુ તે કહેવાનો અહમદશાહને વખત મળ્યો નાઝીરહુશેન જે થોડાજ દહાડા ઉપર પૂરો તંદુરસ્ત હતો અને બીજે ગામ કંઇ કામસર ગયો હતો ને આવી અચાનક રીતે મરણ પામે એ તેમનાથી મનાતુ પણ નહોતુ "મરી ગયા ને દાટી પણ દીધા, મરી ગયા ને દાટી પણ દીધા," એ શબ્દો ફેહમીદા બેગમ વારવાર ઉચ્ચારતી હતી, જાણે કે એવા શબ્દો વારવાર બોલવાથી તેને ખાતરી થાય કે ખરેખર મારા પતિ મરણ પામ્યા છે આ તેમનુ દુખ કંઇ ઉપરઉપરનું નહોતુ નાઝીરહુશેન માયાળુ અને બધા કોડ પુરા પાડનાર પ્રેમાળ પતિ અને પિતા હતો, અને તેના મરણથી કુટુંબને જબરી ને ન પુરાય તેવી ખોટ પડી

બધાં શાન્ત થયા અને અહમદશાહ થોડુ જમ્યો ત્યાર પછી ઘરનાં બધા માણસો અહમદશાહની વાત સાંભળવાને એકઠા થયા અહમદશાહની પહેલી વાત સાંભળતાજ ફેહમીદા બેગમને અજાયબ લાગ્યુ. અહમદશાહે કહ્યુ, "જેવી ગાડી ઉભી રહી કે તરતજ પ્લેટફોર્મ પર એક માણસને મે દીઠો, અને તેને એકદમ ઓળખી કાઢયો કે એ તો મારા કાકા છે, તેમણે પણ મને એકદમ ઓળખ્યો અને મારી પાસે આવી મને પ્રેમથી તથા માયાળુપણે ભેટયો દાકતરે તેમને મારા બાપાના મંદવાડની ખબર આપી હતી, પણ દાકતર તો એવુ નહોતા જાણતા કે તેઓ બે સગા ભાઇ થતા હતા."

ફેહમીદા બેગમ પોતાના છોકરાની વાત સાંભળતાં સાંભળતાં રડવા લાગી, ને ધીમેથી બોલી ઉઠી કે, "ખુદાના માર્ગો બહુજ અજબ છે."

છોકરાએ વાત આગળ ચલાવી "મારા કાકાએ મને કહ્યું, થોડા કલાકની માંદગી ભોગવ્યા પછી મારા બાપા મરી ગયા જોકે મારા બાપાએ મારા કાકાને ઓળખ્યા, તોપણ તે વખતે તેમનામાં બોલવા જેટલી શક્તિ રહી ન હતી. મારા બાપને શો રોગ લાગેલો હતો તે તમે જાણતા હશો મારે તે ભયંકર રોગનું નામ દેવાની જરૂર નથી"

તેની માએ રડતા રડતાં કહ્યુ, "ના, બેટા, ના તારા બાપા ત્યા ગયાજ ન હોત તો કેવુ સારૂ થાત, પણ ખુદાની મરજી એવી હશે." પછી અહમદશાહે દફનક્રિયા વિષે અને તેના કાકાએ અહિં આવવાની જે મરજી દર્શાવી હતી તે વિષે પણ કહ્યું

પોતાના પતિના ભાઇને જોઇને તેને ઘણો દિલાસો મળત, એવો વિચાર કરી ફેહમીદા બેગમે પૂછ્યુ, "ત્યારે તે કેમ ન આવ્યા ?"

છોકરાએ જવાબ આપ્યો, "તેમનુ નામ દેવાની પણ આપણને મના કરવામાં આવેલી છે, તેથી તમે તેમને કેવી જાતનો આવકાર આપત તે મારાથી કેવી રીતે કહી શકાય ? તેઓ એટલા બધા માયાળુ છે કે તેમને કોઇ રીતે ખોટુ લાગે તે મારાથી સહન થાય નહિ" ફેહમીદા બેગમે એના જવાબમા કંઇ કહ્યું નહિ, પણ તેના મનમા વિચાર આવ્યો કે ઘરની સત્તા હવે મારા હાથમાં આવી છે, તેથી હવે બધુ જરા જુદી રીતે ચાલશે પછી તેણીએ પૂછ્યુ, "મલિકા વિષે તુ કંઇ જાણે છે ? તુ તેને મળ્યો હતો કે ?"

તેણે જવાબ આપ્યો "ના મારા કાકાએ મને તેમને ઘેર લઇ જવાનું કહ્યું ન હતુ, તેથી મે પણ તે વિષે વાત ઉપાડી નહિ. હુ તેમને ઘેર જાઉં એ વિષે તમે ખુશી હશો કે કેમ એ મારાથી કેમ જણાય ? અને વળી આવે વખતે તમને નાખુશ કરૂ એ મારાથી શી રીતે બને ?"

બીજે દહાડે ટપાલી એક કાગળ લાવ્યો ત્યાં સુધી તે બાપદીકરી વિષે વધુ વાતચિત થાી નહિ કાગળ ઉપર સરનામુ તો અહમદશાહનુ હતુ, પણ ખરી રીતે જોતાં કાગળ તો તેની મા ઉપર લખેલો હતો. કાગળ વાંચતાં બહુ વાર લાગી નહિ. વાંચી રહી કે તરતજ ફેહમીદા બેગમ તે નાખી દઇને રડવા લાગી. અહમદશાહે કાગળ ઝટ ઉપાડી

લીધો અને જ્યારે તેને માલમ પડ્યું કે ને મલિકાનો લખેલો છે ત્યારે તેને ઘણોજ આનંદ થયો જરા શાંત થયા પછી તેની માએ કાગળ પાછો લીધો, અને ધ્યાનપૂર્વક પહેલેથી તે છેલ્લે સુધી વાચ્યો તેણીએ કહ્યું "મલિકાના અક્ષર બહુ સારા આવે છે, સારૂં થયું કે તે અંગ્રેજી તેમજ ઉર્દૂ પણ જાણે છે"

છોકરાએ કહ્યું કે, "મારા બાપા જેવુંજ સારૂં ઉર્દુ મારા કાકા બોલે છે કોઇ અજાણ્યો તો એમજ ધારે કે તેઓ કોઇ મુસલમાન ગૃહસ્થ હશે"

ફેહમીદા બેગમે નિસાસો નાખીને કહ્યું કે, "જો તેઓ આપણાથી જુદા થઇ ગયા ન હોત તો તેઓ આવે વખતે આપણને કેટલા બધા દિલાસાદાયક થઇ પડત!"

"પણ મા, આપણે પોતેજ તેમનાથી જુદાં નથી પડી ગયા શું? જુઓ તો ખરા, તેઓ આપણને મદદ કરવાને અને દિલાસો દેવાને કેટલાં બધા આતુર દેખાય છે!"

તેની માએ જવાબ આપ્યો, "દીકરા, તારા બાપા સમજુક ને સારા માણસ હતા, અને તેઓની મરજી એવી હતી કે આપણે ખ્રીસ્તીઓ જોડે કોઇ પણ જાતનો સબંધ રાખવો નહિ, તેથી આપણે શું કરીએ? પહેલા આપણે કરતા હતા તેમજ કરીએ જેઓએ આપણો ધર્મ મુકી દીધો અને પોતાનાં સગાં પર કલંક આણ્યું તેઓનું નામ પણ આપણે કદિ ઉચ્ચારવું જોઇએ નહિ"

અહમદશાહ કઇ બોલ્યો નહિ, પણ તેના મનમા વિચાર આવ્યો કે એવો વખત આવશે કે મારી માના વિચાર બદલાશે પછી સવાલ ઉભો થયો કે મલિકાના કાગળનો જવાબ આપવો કે ન આપવો, અને આપવો તો કોણે તે આપવો જોઇએ. ફેહમીદા બેગમે એવી સૂચના કરી કે તે કાગળની કઇ પરવાજ કરવી નહિ. પણ તેના દીકરાએ કહ્યું કે, "મા, જો તમે મલિકા પર કાગળ ન લખો તો મારે તેના બાપ ઉપર તો કાગળ લખવો પડશે." ફેહમીદા બેગમે કઇ નક્કી જવાબ આપ્યો નહિ, અને તેથી તે વાત પડતી રહી, પણ માદીકરો બન્ને તે વિષે ઘણાંજ વિચારમાં પડ્યાં.

---

## પ્રકરણ ૬.

### અદૃશ્ય શક્તિઓ અને બહારના બનાવો

અહમદશાહનો એક મિત્ર હતો. એ બે છોકરાઓ ઘણાં વરસ સુધી નિશાળમાં સાથે સાથે ભણતા હતા. તેઓ અભ્યાસમાં સાથેજ હતા, અને બન્ને છોકરાઓ હોશિયાર અને ઉદ્યોગી હતા. તેઓ બન્ને સરખી રીતેજ સફળ થયા હતા. બન્ને જણ મેટ્રિકની પરીક્ષામાં પસાર થયા હતા અને હવે બન્ને કૉલેજમાં જોડાવાની તૈયારીમાં હતા. નાઝીર-હુસેનના મરણ પછી ને બે જુવાન છોકરા ભવિષ્યમાં શું કરવું તે વિષે વિચાર કરવા બેઠા. અજબ જેવી વાત એ હતી કે બન્ને જણ નમાયા થઇ ગયા હતા, અને તેમનુ ભવિષ્ય તેમના પોતા પરજ રહેલુ હતુ. ફીરોઝ-ખાને તેના મિત્રને કહ્યુ, "શુ કરવુ તે વિષે હવે મે નક્કી કર્યુ છે. જે શહેરમાં આપણે ભણવા જવાનુ છે અને જ્યાં યુનિવર્સિટીની બધી પરીક્ષાઓ થાય છે ત્યા એક સારી હોસ્ટેલ છે કે જે અંગ્રેજ ગૃહસ્થો ચલાવે છે. મે તે હોસ્ટેલમા રહેવાનો ઠરાવ કર્યો છે. અંગ્રેજ લોકના સહવાસથી મને બે રીતે ફાયદો થશે, એક તો મારૂ અંગ્રેજી સુધરશે અને બીજું એ કે મને તેમની રીતભાત આવડશે. હવે માત્ર એકજ સવાલ રહ્યો તે એ કે તું મારી સાથે આવશે કે નહિ?"

અહમદશાહ ઘણા ગહન વિચારમાં પડી ગયો. તેના કાકા ને તેની પિત્રાઇ બેન તેજ શહેરમા રહેતા હતા, અને તેથી અહમદશાહને તો ત્યાં જવાનું વધારે મન હતુ, પણ તેની મા તે વિષે શુ કહેશે? તેની મા હવે તો વિધવા થઇ હતી અને તે તેનો જ્યેષ્ઠ પુત્ર હતો. શુ તેનાથી તેની માને એમ કહેવાય કે હુ તેણીને મુકીને આઘેના શહેરમાં જવાનો છુ? આ વાતમાં તે સંમતિ આપે એવી તેને ઘણી થોડી આશા હતી, અને તેની માની મરજી ને સંમતિ વગર તો તેનાથી જઇ શકાયજ નહિ.

અહમદશાહે બીજે કોઇ રસ્તો લેવાને તેના મિત્રને સમજાવ્યો, પણ તેનુ મન તો આ બાબત પરજ ચોટેલુ હતુ, અને અહમદશાહ પોતાથી

અને તેટલુ તેની માને સમજાવવા કરે ને તેમ છતાં પણ નિષ્ફળ થાય ત્યાં સુધી પોતાનો વિચાર નહિ છોડવાનો તેના મિત્રે નિશ્ચય કર્યો હતો, તેથી આ બાબત વિષે પોતાની માને પૂછ્યા વગર અહમદશાહને છૂટકો નહોતો. તેની વિરૂદ્ધ પડવાને બદલે ફેહમીદાબેગમને તો એ વાત ગમી એ જાણી અહમદશાહને તો ઘણી નવાઇ લાગી. અહમદશાહ જે શહેરમાં જવાનો હતો ત્યા રહેતાં તેમનાં ખ્રીસ્તી સગા વિષે એક કંઇ વાત નીકળી નહિ પણ બ ને માદીકરાના મનમાં તો એ વાત હતીજ તેઓના સગાં ત્યાં હતા તે વાત છોકરાને તેમજ તેની માને પ્રલોભનરૂપ હતી મલિકાને તે પોતે એક વખત બહુજ ચાહતી હતી, અને તેનો કાગળ આવ્યો ત્યારથી ફરી તેને જોવાની ફેહમીદાબેગમને ઘણીજ ઇચ્છા હતી ખ્રીસ્તીઓથી દૂર રહેવામા જેમ ફેહમીદાબેગમના પતિને ખાસ કારણ હતુ તેવુ કંઇ ફેહમીદા-બેગમને નહોતુ, અને પોતાના પતિનુ એવુ મન હતુ તેથી જોકે પોતાના ખ્રીસ્તી સગા સાથે સબધ રાખવા કશો યત્ન કરતી નહિ, તોપણ જો અનાયાસે તેઓ મળી જાય તો તેઓ ભલે મળે, એમા તે શુ કરે?

જ્યારે અહમદશાહ તેને પોતાની યોજનાઓ અને ઇચ્છાઓ જણાવતો હતો તેવામાં તેની માના મનમાં વિચાર આવ્યો કે, 'અમે બધાંજ તે શહેરમાં જઇએ અને ત્યાં રહીએ તો કેવુ સારૂ!' તેના પતિ મરી ગયા તે વખતથી તેને ઘણી વાર બીજે ગામ જઇ રહેવાનો વિચાર થતો હતો, અને આ સારો લાગ હતો જે શહેરમાં પોતાના પતિ ગુજરી ગયા હતા તેમા પોતાના બાકીના દિવસ પૂરા કરવા તે કરતાં બીજુ વળી સારૂં શુ હોય? તેના દીકરાએ આ વાત ઉપાડી તેમાં ખુદાનીજ મરજી હશે એમ તેને લાગ્યુ

છેવટે નક્કી કર્યું કે અહમદશાહ પોતાના મિત્ર પાસેથી બધી બાતમી મેળવીને તે હોસ્ટેલના ઉપરી પર લખે કૉલેજનો 'ટર્મ' થોડાજ વખતમા શરૂ થવાનો હતો તેથી હાલ તરત તો ફેહમીદાબેગમ ત્યાં જઇ શકે નહિ, તેથી સૌથી સારૂં તો એ હતુ કે પહેલો અહમદશાહ ત્યાં જાય અને જુએ કે તેને ત્યાં ગમે છે કે નહિ ત્યાં જઇને એક સગવડવાળુ ઘર ખોળી કાઢી શકે અને બીજી જોઇતી ગોઠવણ પણ તે કરી શકે

કોઇ અદૃશ્ય શક્તિ તેમને તેમના ગામથી ખેચીને લઇ જાય છે તેની બે માદીકરાને ખબર હોત તો ખરેખર તેમને નવાઇ લાગ્યા વગર રહેત નહિ. તેઓ કહેતા હતાં કે 'ખુદાની મરજી એવી છે,' પણ તેનો પુરો અર્થ શો છે એ તેઓ સમજી શકતાં ન હતાં પણ ખરૂ જોતાં ખુદા તેના સેવકોની પ્રાર્થના મુજબ આ સઘળુ કરાવતો હતો, કેમકે 'જેઓ માગે છે તેઓને મળશે' એવુ તેણે વચન આપ્યુ છે. એક શહેરમા જ્યારે માદીકરો ભવિષ્યની ગોઠવણો વિષે વિચાર કરતા હતાં ત્યારે બીજામાં બાપદીકરી પ્રાર્થના કરતા હતાં કે પોતાના સગા કે જેઓને તેઓએ ભાગ્યેજ જોયાં હતા, પણ જેઓ તેઓના વિચારમાં દરરોજ આવતા, તેઓ તેમના સમાગમમાં આવે કહેલુ તદન ખરૂ છે કે, માણસની કલ્પનામાં આવે તે કરતા વધારે કામ પ્રાર્થનાથી સફળ થાય છે! જો ફેહમીદાબેગમને અને તેના છોકરાને એમ કહેવામા આવે તો તેઓ અહીં રહેવા આવ્યાં તે વાતની સાથે અમીરઅલી અને તેની દીકરીને સબંધ છે તો તેઓને ભારે અચબો લાગત, પણ ખરેખર હતુ તો તેમજ.

અહમદશાહ અને ફીરોઝખાનની હોસ્ટેલમાં તેમને રાખવા બાબતની અરજીના જવાબમા કહેવામા આવ્યુ કે કૉલેજ શરૂ થતાં તેમને અહીં દાખલ કરવામાં આવશે. તૈયારી કરવા માટે વધારે વખત રહ્યો ન હતો થોડાજ દહાડામા તેઓ નવી રહેવાની જગ્યામા ઠેકાણે પડી ગયા. નવી જગ્યા ને નવો સહવાસ બન્નેને બહુજ ગમી ગયા પોતાના ભાઇથી અને માથી છુટા પડવાથી જે દુખ અહમદશાહને લાગત તે તેમની સાથે તેને રહેવાનું થશે એવી આશાથી જતુ રહ્યુ.

તેના કાકા ને તેની પિત્રાઇ બેન જે શહેરમાં રહેતાં હતાં તેજ શહેરમા પોતે રહેતો હતો એથી તેને સતોષ ઉપજતો, અને જોકે તેનાં સગાંએ જે ધર્મ સ્વીકાર્યો હતો તેને સ્વીકારવાને પોતાનો ધર્મ છોડવાનો તેને જરા પણ વિચાર ન હતો, તો પણ મહમદ પેગમર અને ઇસા પેગબરને માનનારા વચ્ચે કેટલાક ધારે છે તેટલું બધુ જુદાપણું નથી અને તેઓ મિત્રભાવથી ભેગા ન મળે એને માટે કશુ ખાસ કારણ નથી, એ બધું સાબીત કરી આપવાનાયોગ્ય વખતની તે રાહ જોતો હતો.

તેનાં સગાંને તરત શોધી કાઢવાનો તેનો ઇરાદો ન હતો. તે ધારતો હતો કે વહેલાં કે મોડાં તે મળવાનાંજ

નસીબના જોરે તેઓને થોડાજ વખત પર ભેગાં કર્યાં હતાં અને ફરી પણ એમજ થશે. તે દરમ્યાન તેણે ધીરજથી રાહ જોવી.

અહમદશાહને ત્યાં ગયાને બે મહિના થઇ ગયા. એક દહાડો સાંજે તે અને તેનો મિત્ર ફીરોઝખાન સાથે ફરતા હતા તેટલામાં તેના કાકા ને તેની પિત્રાઇ બેન તેમને ભેગાં થઇ ગયાં. તેજ દહાડે અહમદશાહને તેમને મળવાનો વિચાર આવ્યો હતો, કેમકે અત્યાર સુધી તેમને મળવાનો પ્રસંગ તેને મળ્યો ન હતો. અમીરઅલી એકદમ ઉભો રહ્યો, અને મલિકા અચંબાસહિત તેના બાપની બાજુએ ઉભી રહી. તેના કાકાના મનમાં વિચાર આવ્યો કે તે છોકરો કદાપિ તેના બાપના મરણને સ્થળે કંઇ કામસર આવ્યો હશે. તેણે પુછ્યું, "તું ઘણા વખત સુધી અહીં રહેવાનો છે?" છોકરાએ જવાબ આપ્યો, "હા, હું અહીં કૉલેજમાં જાઉં છું."

તે વાત સાંભળી અમીરઅલીને જરા અજાયબ જેવું લાગ્યું. પછી મલિકા ઉભી રહી હતી તે યાદ આવતાં તેણે અહમદશાહને કહ્યું, "જ્યારે તું નાનો છોકરો હતો ત્યારે જેની સાથે તું રમતો હતો તે આ તારી બેન છે."

"હા, હું તેને ઓળખું છું, ઇનામના મેળાવડામાં મેં એને પહેલી વખત જોઇ ત્યારથી હું તેને ઓળખું છું અને તેને ભૂલી નથી ગયો."

ફીરોજખાન હાજર હતો તેથી બધાંને જરા અતડું લાગ્યું. કશો વિચાર કર્યા વગર ને કંઇ નક્કી કર્યા વગર આજે વાત લંબાવવી તે અમીરઅલીને વાજબી લાગ્યું નહિ, તેથી અહમદશાહ હોસ્ટેલમાં રહેતો હતો તે જાણીને અને તે તેને ત્યાં મળશે એવું કહી તેઓ જુદા પડ્યાં.

છોકરા એકલા પડ્યા કે તરત ફીરોઝખાને કહ્યું, "તારાં સગાં અહિં રહે છે એ વાત તો તેં મને કદી કરી નહિ હતી." અહમદશાહે જવાબ આપ્યો કે, "અમે સંબંધ રાખી શકીએ એવાં તે સગાં નથી. મારા બાપની મરજી એવી હતી કે અમારે તેમની સાથે કશો સંબંધ રાખવો નહિ."

ફીરોઝખાને પુછ્યુ, "પણ એમ કેમ? તેઓ બહુ સારા માણસ દેખાય છે. જો મારે એવી સુદર બેન હોય તો ખરેખર, હું તેની સાથે સગપણ રાખુ." તે બાપદીકરી બીજાઓના કરતાં જુદાં છે તે ફીરોઝખાન જાણે છે કે નહિ તે વિષે તેને નવાઇ લાગી જો તે પોતે જાણતો ન હોય કે તેઓ ખ્રીસ્તી છે તો અહમદશાહની પણ એવીજ ઇચ્છા ન હતી કે તે વાત તેના મિત્રને તે કહે તેમ છતાં તેને લાગ્યુ કે મારે કઇક તો કહેવુજ પડશે, તેથી તેણે કહ્યુ કે, "તેમની રહેણીકરણી આપણાથી જુદી છે અને તેથી આપણે તેમનાથી છેટા રહીએ તેજ સારૂ છે."

ફીરોઝખાને કહ્યુ, "તેમના રીતરિવાજ ને રહેણીકરણી આપણાથી કદાચ સારી હોય, અને જો તેમ છે તો આપણે તેમની પાસેથી તે શીખવી જોઇએ જો મારે તેના જેવી બેન હોય તો હુ તો ઘણો ખુશી થાઉ"

આ વાત સાભળી અહમદશાહને હિંમત આવી ને તેણે કહ્યુ કે, "હા, મલિકા એવી છોડી છે કે કોઇને પણ ગમે કે તે તેની બેન હોય, કારણ કે જેમ ઘણી છોડીઓ અભણ અને નુઃર ડાલીઓના જેવી હોય છે તેવી મલિકા નથી તેણીએ ઉંચી કેળવણી લીધી છે અને મેટ્રિકની પરીક્ષા પાસ કરી છે" ફીરોઝખાનને પોતાની અભણ નાની વહુનો વિચાર આવ્યો અને તેણે નિસાસો નાખ્યો, કારણ કે તેની પોતાની મરજી વિરૂદ્ધ તેણીની સાથે તેને પરણાવવામા આવ્યો હતો એટલામા એક બીજો છોકરો આવ્યો અને તેથી તેમની વાતનો વિષય ફરી ગયો

અહમદશાહનો એકાએક મેળાપ થયો તે વિષે બાપદીકરીને પણ વાતચિત થઇ હતી તેજ શહેરમાં પોતાનો ભત્રીજો તેમને જણાવ્યા વગર રહેતો હતો તે વાત અમીરઅલીને ઘણી અજાયબ જેવી લાગી તેના સગાં સાથે તેને સબધ રાખતો અટકાવવાને તેના બાપા હવે જીવતા ન હતા, માટે તેમ કરવાને તેને કોઇ જાતની મુસ્કેલી પડવાની ન હતી, કારણ કે તેની માની તેના પર સત્તા ચાલે એવુ બનવાનો ભાગ્યેજ સભવ હતો પોતાના જુવાન ભત્રીજા ઉપર તેનુ બહુ મન હતુ, તેથી તેની સાથે વધારે વાત થઇ ન શકવાથી તેને દુ ખ લાગ્યું

તેઓ છાનાંમાના ચાલ્યાં, આખરે મલિકા બોલી, "બાપા, તમે મારા ભાઈ અહમદશાહને મળવાની ઇચ્છા રાખો છો?"

તેણે જવાબ આપ્યો, "હજી મેં કઇ નક્કી વિચાર કર્યો નથી મારી તો એવી મરજી છે કે પહેલો તે આપણને મળવા આવે. તે અહીં બે મહિનાથી આવ્યો છે અને હજી આપણને મળવા આવ્યો નથી, એટલે એ આવે એવી હું હવે આશા રાખતો નથી"

આ મુસ્કેલી અજબ રીતે જતી રહી. કઇ અણુધાર્યા કામસર અમીરઅલીને તે હોસ્ટેલના ઉપરી કે જે અંગ્રેજ ગૃહસ્થ હતા તેમની પાસે જવાનું થયુ, તે કામ પતાવી અમીરઅલી જ્યારે હોસ્ટેલમાથી જતો હતો ત્યારે અહમદશાહ બહાર જતાં તેને મળ્યો અહમદશાહે તેને ખરા મનથી આવકાર આપ્યો અને પોતાની કોટડીમા આવવ નુ કહ્યુ

અમીરઅલી ઘણી ખુશીથી ગયો હવે અહમદશાહે દિલ ખોલીને વાતો કરી આખા કુટુબનો અહીં સાથે રહેવાનો વિચાર તેણે અમીર-અલીને કહ્યો, અને અમીરઅલીએ ઘર શોધી કાઢવામાં તેને મદદ કરવાનું કહ્યુ એવી મદદ અહમદશાહને જોઇતી હતી ને તેણે ખુશીથી હા કહી

જે શહેરમાં તેનાં પ્રીસ્તી સગા રહેતા હતા તેજ શહેરમાં ફેહમીદા-બેગમ રહેવા આવવાની હતી, તેથી અમીરઅલીને આશા ઉપજી કે બે કુટુબો વચ્ચે જે અડચણરૂપ હતું તે હવે નીકળી જશે તેણે કહ્યુ કે "આપણે બન્ને સાથે ઘર જોવા જઇશુ, તને પસદ પડે તે રાખજે" પછી અહમદશાહે કહ્યુ કે, "તમારૂ ઘર રસ્તામા આવે છે તેથી હુ ત્યાં આવીને તમને સાથે લેતો જઇશ." એ સાંભળી અમીરઅલીને ઘણુ સારૂં લાગ્યુ, કારણ કે તેને તો એવુજ જોઇતું હતુ દિવસ અને વખત નક્કી કરી બન્ને કાકોભત્રીજો જુદા પડ્યા. જેમ તેઓ ઇચ્છતા હતા તેમજ બનતુ હતુ એવુ બન્નેને લાગ્યુ

મલિકા પણ ઘણી ખુશી થઇ તેનો ચીડવનાર શાહનશાહ હુસૈન જો આવતો હોત તો તો તે વળી વધારે ખુશી થાત, કારણ કે પોતાના સગા ભાઇ કરતાં મલિકાને શાહનશાહ વધારે યાદ આવતો હતો.

અહમદશાહ સાંજે તેની મા પર કાગળ લખવા બેઠો ત્યારે તેણે ઘર ખોળી કાઢવા વિષે તેના કાકા સાથે જે ગોઠવણ કરી હતી તે વિષે પણ લખ્યુ એ વાત છુપી રાખવાનુ તેને કોઇ કારણ જણાયુ નહિ તેની માનું મન પીગળ્યુ હોય એવુ તેને લાગતુ હતુ, અને તેને આશા હતી કે એ કુટુંબ પાછા ભેગાં થશે. અહમદશાહનું ધારવુ તદન ખરૂ હતુ, કારણ કે તે કાગળ ફેહમીદાબેગમે ઘણા આનંદથી વાચ્યો, અને મલિકાને મળવાનો વખત પાસે આવતો હતો એ વિચારથી તે ખુશ થઇ તે મલિકાને જોવા એટલી બધી અધીરી થઇ ગઇ હતી કે વહેલું કેવી રીતે જવાય તે વિષે વિચાર કરવા લાગી, અને તેણે અહમદશાહ પર લખ્યુ કે, "બધી ગોઠવણ કરવામા વિલબ કરીશ નહિ, કારણ કે ત્યા આવવાને હુ ઘણી અધીરી થઇ રહી છુ"

## પ્રકરણ ૭.

### અહમદશાહનો સવાલ.

અમુક ઘર રાખવાનું નક્કી કર્યું ત્યાર પહેલાં કાકાભત્રિજાને ઘણીવાર મુલાકાત થઇ હતી, અમુક ઘર રાખી પાડી એ બાબતનો જલદીથી અંત લાવવા બન્ને જણે કઇ ભારે યત્ન કર્યો નહિ કારણ કે તેમની મુલાકાત થાય એવી કદાચ બન્ને જણની મરજી હતી પોતાનાં માથી અને ભાઇથી અહમદશાહ છુટો પડેલો હતો તેથી તેના કાકાને ત્યા જવુ તેને ઘણું સારૂ લાગતુ, અને હમેશ તેને ત્યા સારોજ આવકાર મળશે એવી ખાતરી હતી ચોપડીઓ અને એના જેવા બીજા વિષયો કે જેમા તેમને રસ પડતો તે વિષે મલિકાને અને અહમદશાહને ઘણી વાત થઇ હતી. જો કે મલિકા કોઇ પરીક્ષાને માટે તૈયાર થતી ન હતી, તો પણ પોતાનો અભ્યાસ તાજો રાખવાનુ તેનુ મન હતુ અને તેથી તેને કોઇ બતાવનાર મળે તો તેને ઘણી મદદ મળતી તેણે જે પરીક્ષા પાસ કરી હતી તે કરતા વધારે ઉંચી પરીક્ષા પાસ કરવાનુ તેના મનમાં હતુ ખરેખર તેનું મન બે બાબતો તરફ ખેચાતુ હતુ, એક એ કે તે છુટી રહી તેના બાપને કામમાં મદદ કરે અને બીજી એ કે પોતાનુ જ્ઞાન વધારવાની તેની ઇચ્છા હતી.

થોડા વખત સુધી ધર્મ વિષે કોઇ એક અક્ષર પણ બોલ્યુ નહિ, પણ ત્રણેના મનમાં તો એજ વાત રમતી હતી અમીરઅલીના મનમા હતુ કે અહમદશાહ તે વિષે પહેલી વાત ઉપાડે, અને તેથી તે તે વિષય વિષે અત્યાર સુધી અણબોલ્યો રહ્યો હતો, આખરે જેવી તેની ઇચ્છા હતી તે પ્રમાણે થયું.

એક દહાડો સાંજે તેઓ બેઠાં હતાં ત્યારે અહમદશાહે તેના કાકા તરફ એકાએક ફરીને તેને કહ્યુ, "કાકા, ઘણા વખતથી મારે તમને એક સવાલ પૂછવાનો વિચાર થયો છે, તે સવાલ જો પૂછું તો શુ તમને ખોટુ લાગશે?"

જે વિષય તેના મનમાં રમી રહ્યો હતો તે વિષે હવે વાત નીકળશે એવી આશાથી અમીરઅલીએ જવાબ આપ્યો, "નારે, તારે જે પૂછવુ હોય તે ખુશીથી પુછ"

છોકરાએ કહ્યુ, "ખ્રીસ્તી થવાથી તમને શો ફાયદો થયો? તે મને મહેરબાની કરીને જણાવશો મારા બાપા મુસલમાન હતા, અને મુસલમાન રહીને મરી પણ ગયા તમારા કરતા તે વધારે આબાદ અને પૈસાદાર હતા કદાચ એવા તો તમે કદિ થશો પણ નહિ."

મલિકા બોલવા જતી હતી પણ તે બંધ રહી ગઇ અને તેને ઠીક લાગ્યુ કે તે બોલી નહિ, કારણ કે અહમદશાહે ફરી કહ્યુ કે, "મારી બેન મલિકાને ખરેખર ઘણોજ ફાયદો થયો છે, અને મુસલમાન છોડી કરતાં ખ્રીસ્તી છોડીને ઘણા ફાયદા હોય છે, પણ તમે તો પુરૂષ છો, તમને શો ફાયદો થયો?"

અજાયબ જેવુ એ હતુ કે એ સવાલનો જવાબ આપવા અમીરઅલી અધીરો થયો નહિ તેને આશા હતી કે તેનો ભત્રીજો પોતેજ તે સવાલનો જવાબ ખોળી કાઢશે, અને તેથી તેનો જવાબ આપવાને પોતે નારાજ હતો. પછી તેણે જોયુ કે મારે જવાબ આપવોજ પડશે તેથી તેણે કહ્યુ, "મારા છોકરા, તુ નથી જાણતો કે બે દુનિયા છે, એક દશ્ય અને ક્ષણિક, અને બીજી અદશ્ય અને સર્વકાળિક, એક કુદરતી અને બીજી આત્મિક? તારી આંખોએ દેખાય એવુ કદાપિ મે કશુ મેળવ્યુ નહિ હોય, પણ મે એવુ મેળવ્યુ છે કે જે મારે મન તો અમૂલ્ય છે જે મને મળ્યુ છે તેના બદલામા જો કોઇ આખી દુનિયા મને આપવા આવે તોપણ તે હુ લઉ નહિ હું જે કહું છુ તે સાચેસાચુ માનજે, તે એ કે જેને ઇસુ ખ્રીસ્ત મળે છે તેને ખુદા મળે છે અને તેનામા જે બધુ જોઇએ તે મળે છે"

જ્યારે તેના કાકા એ વાત કહેતા હતા ત્યારે તેમનુ મ્હો કઇક તેજસ્વી થયુ, તે અહમદશાહે જોયુ અને અદશ્ય અને આત્મિક દુનિયાની ઝાંખી થતાંજ તે જરા ગંભીર થયો.

બેમાંથી કોઇ કંઇ વધારે બોલ્યો નહિ. પણ ઘેર જતાં જતાં અહમદશાહને વિચાર આવ્યો કે જોકે મારો બાપ એટલો બધો આબાદ થયો

હતો છતા તેમનુ મ્હો આટલુ બધુ આનદથી તેજસ્વી મે કદી જોયું નહોતુ, અને તેને શક ઉત્પન્ન થયો કે મારા બાપા અને મારા કાકા એ બેમાં કોણ જાણે મારા કાકા વધારે સુખી હશેકે નહિ

તે રાતે જ્યારે અહમદશાહ અને ફીરોઝખાન બેઠા હતા ત્યારે ફીરોઝખાને પૂછ્યુ, "તારી પાસે બૈબલ છે?" અહમદશાહે અચબાથી જવાબ આપ્યો કે "મે તો બૈબલ કદિ જોયુ પણ નથી" ફીરોજખાને કહ્યુ કે, "હુ તો કોઇની પાસેથી માગી લઇશ, અથવા તો વેચાતુ લઇશ, કારણ કે જે ચોપડીઓ આપણે ભણવાની છે તેઓમાં જે દાખલા ને ઉદાહરણો આવે છે તેઓમાનાં ઘણાંખરા બૈબલમાથી કે તેને ઉદ્દેશીને લીધેલા છે અને તેથી મને લાગે છે કે તે વગર બીજી ચોપડીઓમા આપણને બરોબર સમજણ પડશે નહિ, તે ઉપરાંત જો પ્રખ્યાત લેખકોએ અને વિદ્વાનોએ બૈબલને એટલુ બધુ ઉત્તમ માન્યુ તો જો આપણે તેના પર થોડુઘણુ ધ્યાન આપીએ તો આપણી મહેનત નકામી જશે નહિ."

અહમદશાહ પણ એજ મતનો હતો અને તેના જાણવા મુજબ તેના મિત્રને ખ્રીસ્તી લોકો સાથે સબધ નહોતો તેણેજ આવી વાત કાઢી, તેથી અહમદશાહ ખુશી થયો આ ચોપડી મેળવવાને સાધારણ રીતે અહમદશાહે તેના કાકાને પૂછ્યુ હોત, પણ ફીરોઝખાને સૂચના કરી કે એ વિષે કૉલેજના કોઇ પ્રોફેસરને પૂછીશુ, તેથી તેણે ધાર્યું કે એ વધારે સારો રસ્તો છે અને પોતાના મિત્રે તેને તેમ કરવા દીધુ

થોડા દહાડા પછી ફીરોઝખાને એક સુદર બાંધણીનું બૈબલ જે તેમના પ્રોફેસરે પોતાને માટે વેચાતુ આણ્યુ હતું તે અહમદશાહને દેખાડ્યુ. બૈબલ આપતી વખતે પ્રોફેસરે તેને કહ્યુ કે, "કોઇ પણ બીજી ચોપડી કરતા એમા લખેલી અગ્રેજી ભાષા વધારે સારી છે, અને દરેક રીતે તે પુસ્તક તમને ઘણુ ઉપયોગી થઇ પડશે"

સાંજે જમ્યા પછી ફીરોઝખાને તેની નવી આણેલી ચોપડી ઉઘાડી અને વાંચવા લાગ્યો ત્યારે અહમદશાહે તેને કહ્યુ, "જરા તાણીને વાંચ કે મને પણ ફાયદો થાય" પછી તેણે પહેલો અધ્યાય વાંચ્યો જેમાં જગતની ઉત્પત્તિની વાત લખેલી છે.

જ્યારે તેણે તે અધ્યાય અન્ત સુધી વાંચ્યો ત્યારે અહમદશાહે કહ્યું, ' હુ તો ધારતો હતો કે બૈબલ હઝરત ઈસા વિષેનું પુસ્તક હશે, પણ એનુ તો કઇ નથી, કારણ કે તે સૃષ્ટિની શરૂઆતમાં જનમ્યો ન હતો " પછીથી તેણે જાણ્યુ કે જેને તે હઝરત ઈસા તરીકે જાણતો હતો તેના સબધમાજ લગભગ આખુ બૈબલ છે. ફીરોઝખાને જવાબ આપ્યો, "હા, હા, હવે મને યાદ આવ્યુ, તે પ્રોફેસરે મને કહ્યું હતું કે બૈબલના બે ભાગ પાડેલા છે, અને બીજા ભાગમા હઝરત ઇસાનુ વૃત્તાંત આવે છે "

અહમદશાહે કહ્યુ, " આપણે પહેલાં તે વાચીએ " અને ફીરોઝખાન માત્થીની સુવાર્તા કાઢીને વાંચવા લાગ્યો તેણે એક પછી એક અધ્યાય વાંચવા માંડયો, તેમને તેમા બહુજ રસ પડવા લાગ્યો, કેમકે બનેને તે વાત નવીજ લાગતી હતી. ફીરોઝખાન જેવો આઠમો અધ્યાય વાંચી ગયો કે તરતજ ઘડીઆળમા અગીઆર વાગ્યાના ટણકા થયા, અને તેઓએ વિચાર કર્યો કે હવે વાંચવાનુ બધ કરવુ એ સારૂ છે

ફીરોઝખાને કહ્યુ, " ખ્રીસ્તીઓ પોતાના બૈબલ વિષે ઉંચા વિચારો ધરાવે છે તેથી હવે મને નવાઇ લાગતી નથી. મે જેટલી ચોપડીઓ વાચી છે તેમાંની કોઇ એના જેવી ઉત્તમ નથી હઝરત ઇસાના વચન કેટલાં બધાં સારાં છે !"

અહમદશાહે કહ્યુ, "હા, એ બધુ ખરૂંજ છે, જો આપણી પેઠે ખ્રીસ્તીઓ હઝરત ઇસાને માત્ર પેગબર કહીને સતોષ માને તો આપણે બધા એકજ થઇ જઇએ. પણ વાંચતી વખતે તે જોયુ નહિ કે "દેવનો દીકરો" એ શબ્દો કેટલીએ વાર આવ્યા. મને તો અજાયબ એ લાગે છે કે તે તે શબ્દો વાંચ્યા, કેમકે કોઇ માણસને એ નામ આપવુ તે તો દુર્ભાષણ છે "

"હુ તો વાંચવામાં એટલો બધો ગરક થઇ ગયો હતો કે તે ખરૂં છે કે ખોટુ તેનો વિચાર કરવા પણ હું થોભ્યો નહિ. આપણા મોલવીઓ કહે છે કે ખ્રીસ્તીઓએ ઇંજીલમાં ફેરફાર કરી નાખ્યો છે, તેથી તેઓ કહે છે તે ખરૂં છે તે સાબિત કરવાને તેઓએજ કદાપિ એ શબ્દો મૂક્યા હશે."

અહમદશાહે કહ્યુ કે, "જો તેમ હોય તો મને અજાયબ લાગે છે કે ઈંજીલની અસલ પ્રત કોઇ ખોળી કાઢતુ નથી જો એમ થાય તો જે સત્ય વાત છે તે જણાઇ આવે એવી એક નકલ તો હોવીજ જોઇએ, નહિતો આપણે પોતે તે શબ્દો કાઢી નાખીએ તો કેમ? ત્યારે આપણી પાસે એવી સપૂર્ણ ઈંજીલ હોય કે જેમા કોઇ વાધો લઇ શકે નહિ"

જેના થોડાજ દહાડા પર પાંચ રૂપીઆ આપ્યા હતા તે બૈબલ પ્રતિ ફીરોઝખાને નજર કરી અને તેમાના કોઇ કોઇ ફકરાઓ હાલમાં છેકી નાખવા નહિ એવો વિચાર કર્યો તેણે કહ્યું, "પહેલાં તો આપણે તેને પુરેપુરૂ વાંચી જઇએ અને પછી તેને સુધારવાની વાત વિષે વિચાર કરીશુ"

અહમદશાહ જ્યારે ફરી તેના કાકાને મળ્યો ત્યારે તેણે તેમને પૂછ્યુ, "અસલ ઈંજીલ જે હતી તે મેળવી શકાય કે નહિ?

અમીરઅલીએ કહ્યુ કે, "યુનાની ભાષામાં લખેલી ઇંજીલ તારે જોઇએ એવુ તારૂ કહેવુ છે? હા, મારી પાસે છે" એમ કહી કબાટમાંથી એક ચોપડી કાઢીને અહમદશાહના હાથમાં મૂકી.

અહમદશાહે ચોપડીમાના શબ્દો જોયા પણ તે તેને ઉકલતા ન હતા તેણે પૂછ્યુ "ખ્રીસ્તીઓએ ફેરવી નાખી ત્યાર પહેલાં શરૂઆતમાં જે ઈંજીલ હતી તે આજ છે?"

"મારા છોકરા, આ બાબત વિષે હુ તને ઘણુ કહી શકુ એમ છે. દુનિયાના વધારેમા વધારે ભણેલા ને જ્ઞાની લોક પેઢી દર પેઢી પોતાનો વિશ્વાસ જે ચોપડી પર રાખતા આવ્યા છે તે ચોપડી વિદ્યા ને જ્ઞાનમા જેઓ ઘણા ઉતરતા છે તેઓ તે ખોટી છે એવુ સાબિત કરી શકે, એ તર્કશક્તિ ને બુદ્ધિથી કેટલું વિરૂદ્ધ છે તે તારા જેવો છોકરો પણ સમજી શકે છે. આ ચોપડીનો ઇતિહાસ, અને તેને નાબુદ કરવા અને વચાતી અટકાવવા માટે જે જે પ્રયત્નો કરવામાં આવ્યા છે તે વિષે જો તુ જાણતો હોત તો તને માલમ થાત કે આટલું બધુ કરવા છતાં પણ તેનો નાશ ન થયો તે વાતથીજ સાબિત થાય છે કે તે પાક ખુદાનું વચન છે. મારી તો તને એ ભલામણ અને શિખામણ છે કે તારો નજીવો વાંધો કે જે તેં લગભગ

તારા જેવાજ માણસની પાસેથી કદાપિ સાંભળ્યો હશે તેને એક કોરે મુકી આ પુસ્તકને ખુલ્લા દિલથી વાંચ, અને તે જે તને કહે છે તે વિષે વિચાર કર."

તેના કાકાએ જે કહ્યુ તે સાચેસાચુ છે તે તેણે તરત કબૂલ કર્યું, અને તેમની શિખામણ પ્રમાણે વર્તવાનો તેણે ઠરાવ કર્યો.

કેટલાક દિવસો વિત્યા બાદ છોકરાને બૈબલ વાચવાનો ફરીથી વખત મળ્યો પછીના અધ્યાયોમાં તો તેમને પહેલાંના કરતાં પણ વધારે રસ પડયો ઇસુ દરિયા પર ચાલ્યો એ વાત જ્યારે આવી ત્યારે તો હદજ વળી ગઇ. જેઓએ ઇસુને પાણી પર ચાલતો જોયો તેમણે જ્યારે કહ્યુ કે, 'ખરેખર તુ દેવનો દીકરો છે' તે વાંચીને તેમને પહેલાંની પેઠે નવાઇ લાગી નહિ.

એ અધ્યાય વાંચી રહ્યા પછી થોડી વાર સુધી કોઇ કઇ બોલ્યો નહિ. પછી ફીરોઝખાને કહ્યું, "ઇસુએ પોતે એમ નથી કહ્યુ કે હું ખુદાનો દીકરો છુ. પણ જે લોકોએ તેને જોયો તેમણે તે પ્રમાણે કહ્યુ "

અહમદશાહે કહ્યું, "તેઓએ એવુ ના કહ્યુ હોત તો સારૂ થાત. મને લાગે છે કે જો એટલીજ વાત પડતી મૂકવામા આવે તો આપણે મુસલમાનો અને ખ્રીસ્તીલોક એક થઇ જઇએ મોટો વાંધો તો એટલોજ છે."

"આપણા પેગબર અને ઇમાન હુસેન વિષે શુ કરવુ ? જેમ આપણે મુસલમાનલોક તેઓને કબુલ કરીએ છીએ તેમ ખ્રીસ્તીલોક તેમને કબુલ કરતા નથી આપણે બૈબલને ખુશીથી કબુલ રાખીએ તો શુ તેઓ કુરાનને કબુલ રાખશે ?" અહમદશાહ એ સવાલનો ઉત્તર આપી શકયો નહિ, પણ આ વાત વિષે તેણે તેના કાકાને પૂછવાનો નિશ્ચય કર્યો કે તે વિષે તેમનો મત કેવો છે

---

## પ્રકરણ ૮.

### ભારે તુલના

ઘણાં ઘર જોયા ને તપાસ્યાં પછી અમીરઅલીએ તથા તેના ભત્રીજાએ એક ઘર જે તેમને સગડવાળુ લાગ્યુ તે ભાડે રાખવાનો ઠરાવ કર્યો. ઘરની શોધ દરમ્યાન કાકાભત્રીજાને એકબીજાને ઓળખવાનો અને મિત્રાઇ બાંધવાનો પુરતો વખત મળ્યો જ્યારે જ્યારે અહમદશાહ તેના કાકાની મુલાકાત વિષે પોતાની મા પર લખતો ત્યારે તે વિષે તે કઇ વાંધો ઉઠાવતી નહિ, અને તેથી તેને લાગ્યુ કે મને મારા કાકાને મળવાની છુટ છે.

જે દહાડે ભાડાનુ ઘર લેવ નુ નક્કી કર્યું તે દહાડે ચાંદરણી રાત હતી ને તેથી અમીરઅલીએ પોતાના ભત્રીજા સાથે પગે ચાલતા ઘેર જવાનો વિચાર દર્શાવ્યો અહમદશાહ તો એ વિચારથી ખુશી થયો, કારણ કે ફીરોઝખાન સાથે છેલ્ની વારનુ બૈબલ વાંચ્યુ ત્યારથી પેલા સવાલ વિષે તેના કાકાને પૂછવાનું તેના મનમાં હતુ તેણે તરત વાત શરૂ કરીને કહ્યુ કે, "હુ થોડા વખતથી વિચાર કર્યા કરૂ છુ કે મુસલમાનો અને ખ્રીસ્તીઓ એક થઇ શકે કે નહિ, આપણે ઘણી બાબતોમાં મળતા છીએ, અને થોડા નજીવા ભેદને લઇને આપણે શુ કરવા જુદાપણુ રાખવુ જોઇએ ?"

અમીરઅલીએ પૂછ્યુ, "નજીવો ભેદ કયો છે એ તું મને કહીશ ?"

જ્યારે મુદ્દાપર વાત આવી ત્યારે અહમદશાહ જરા ગુ ચવાયો, પણ જે મુશ્કેલીમા તે હાથે કરીને પડયો હતો, તેમાંથી નીચેનો જવાબ આપી છુટી જવા યત્ન કર્યો તેણે કહ્યું, "મને તો માત્ર એટલોજ ફેર દેખાય છે કે ખ્રીસ્તીઓ બૈબલને અને મુસલમાનો કુરાનને ઇશ્વરપ્રેરિત ગ્રંથ ગણે છે. વળી અમે મહમ્મદને અને તમે હઝરત ઇસાને વધારે માન આપો છો."

અમીરઅલીએ પૂછ્યુ, "તું એમ ધારે છે કે આ નજીવો ભેદ છે?" છોકરાએ જવાબ આપ્યો કે, "આપણને જુદા રાખે એવો ભેદ એ અગત્યનો નથી, એકબીજાનો આટલો ભેદ કબુલ રાખી ન શકાય !"

અમીરઅલીએ થોડી વાર રહીને કહ્યુ, "આ વાત વિષે કશા નિશ્ચય પર આવ્યા પહેલાં મારી ઇચ્છા છે કે જે ચોપડીઓ તેં ઉપર દર્શાવી તેમને ધ્યાનપૂર્વક વાંચ, અને એ બેમાંથી કોને માર્ગદર્શક અને ઇશ્વરદત્ત ગ્રંથ તરીકે સ્વીકારવી એ તુ પોતેજ ઠરાવ, કારણ કે મને ખાત્રી છે કે બને એવી છે એવુ તુ માન્ય કરી શકનો નથી વળી હુ તને હઠેઠથી કહુ છુ કે મહમ્મદ પેગમ્બર અને જેને તુ હજરત ઇસા કહે છે અને જેને હુ પ્રભુ ઈસુ ખ્રીસ્ત કહુ છુ તે બે જણના જીવન અને ચારિત્ર્યનો મુકાબલો કર જ્યારે તુ મુકાબલો કરે ત્યારે તારે પોતાને પુછવુ કે એ બેમા દેવે ઠરાવેલો કોણ છે? અને કોની પાછળ ચાલવાથી હુ સોથી પવિત્ર અને ઉમદા જીવન અને ચારિત્ર્ય પ્રાપ્ત કરી શકીશ? એટલે કે મહમ્મદ જેવુ જીવન ગાળવાથી હુ સૌથી ઉમદા માણસ થઇશ કે ઇસુ ખ્રીસ્તના જેવુ જીવન ગાળવાથી? મહમ્મદની પાછળ ચાલવાથી ન્યાયચુકાદાને દિવસે મને હમેશનું સુખ મળશે કે કેમ? અથવા તો ઇસુ ખ્રીસ્તની પાછળ ચાલવુ સારૂ પડશે? તારે યાદ રાખવુ જોઇએ કે તારી આટલી એકજ જીંદગી છે, અને તેનો સારામાં સારો ઉપયોગ કરી લેવો એજ શોભતુ છે મરી-ગએલો મહમ્મદ અથવા તો સર્વકાળ જીવનો ખ્રીસ્ત એ બેમાથી કોણ તને આ પ્રમાણે કરવા શક્તિવાન કરશે?"

જેવી રીતે તેના કાકા આદરમાનથી અને ગભીરપણે એ વિષય વિષે બોલતા હતા તેવી રીતે આ વિષય વિષે અહમદશાહે કદિ વિચાર કર્યો નહોતો, અને આ વિષય ભારેમાં ભારે અગત્યનો છે એવી લાગણી પહેલવહેલી તેને હમણાંજ થઇ, કેમકે એ વિષય એવી રીતે તેની આગળ ધરવામાં આવ્યો હતો કે તેની હાલની જીંદગી પર અસર કરે એટલુજ નહિ પણ પોતાની ભવિષ્યની જીંદગી કેવી થશે તે પણ નક્કી કરે

અહમદશાહ કંઇ બોલ્યો નહિ તેથી તેના કાકાએ કહ્યુ, "આ બેનો મુકાબલો કરી જેવાનું તુ મને વચન આપશે? મને ખાત્રી છે કે જે તુ એ પ્રમાણે કરીશ તો તેથી તને કઇ પશ્ચાત્તાપ કરવો પડશે નહિ"

"પણ ધારો કે એનુ પરિણામ એવુ આવે કે તમારા પગલાંમા હું ચાલુ અને મારા બાપદાદાનો ધર્મ તજીને હુ પતિત થાઉં! મારી પોતાની

ખાતર અને મારી માતુશ્રીની ખાતર એવુ થાય કે એ અગ્નિને હું ન અડકુ રખેને હુ દાઝી મરૂં! તમારા પગલામા ચાલવા કરતા હું મારા બાપનાં પગલામા ચાલુ તો કદાચ મને વધારે ઠીક પડે."

અમીરઅલીએ કહ્યુ કે " મારા એક સવાલનો ઉત્તર ખોળી કાઢવા તું પ્રયત્ન કરીશ? 'કેમકે જો માણુસ આખુ જગત મેળવે ને પોતાના જીવની હાનિ પામે તો તેને શો લાભ? અથવા માણુસ પોતાના જીવના બદલામાં શુ આપશે?' તારા બાપે જે ઉંચી પદવી પ્રાપ્ત કરી અને બહોળી આવક પેદા કરી તેથી તેમને શો લાભ થયો? તે કરતાં જે વાના ટકી રહેનાર છે તે તુ નહિ શોધે?"

એટલામા તેઓ હોસ્ટલ આગળ આવી પહોચ્યા એટલે અમીરઅલી તેના ભત્રીજાને સલામ કરી જુદો પડયો, કારણ કે હવે કઇ વધારે કહેવા કરતા જે તેણે સાભળ્યુ તે પર અહમદશાહ વિચાર કરે તે તેને વધારે ઠીક લાગ્યુ અહમદશાહનુ મો દેવના રાજ્ય તરફ ફરેલુ હોય એવુ દેખાતું હતુ. અમીરઅલીનું મન એ છોકરા ઉપર ઘણુજ લાગેલુ હતુ, અને તે એકલો ઘેર જતો હતો ત્યારે તે છોકરો પાછો હઠી ન જાય માટે તેણે હદૈથી મનમા પ્રાર્થના કરી

તે સાજે અહમદશાહ એટલો બધો વિચારગ્રસ્ત થઇ ગયો હતો કે તેના મિત્રે તેને પૂછયુ કે, " અહમદશાહ, આજે આમ કેમ?" પહેલા તો ખરી વાત કહેવી કે ન કહેવી તે વિષે અહમદશાહે આનાકાની કરી, પણ છેવટે તેણે કહ્યુ કે, ' જે આપણે ગઇ કાલે રાતે વાંચ્યુ તે વિષે હુ વિચાર કર્યા કરૂ છુ" તેમાંથી જે પરિણામ આવે તે કબૂલ કરવા તુ તૈયાર છે? ધાર કે તારૂ ને મારૂ મન એવુ થાય કે આપણે મુસલમાન મટી જઇને ખ્રીસ્તી થઇ જઇએ તો આપણી મોટી આશાઓ ને મહત્ત્વાકાક્ષાઓનુ શુ થાય?"

ફીરોઝખાને અચબાસહિત પૂછ્યુ, " તારામા આવો ફેરફાર શાથી થઇ ગયો? ગઇ રાતે તો મુસલમાનો અને ખ્રીસ્તીઓ વચ્ચે તને તો કઇ ફેર માલમ પડયો ન હતો, અને તે એવો વિચાર દર્શાવ્યો હતો કે મુસલમાન અને ખ્રીસ્તીઓ એક થઇ શકે એમ છે, હવે તું એવુ ધારે છે કે મુસલમાન મટી જઇ આપણને ખ્રીસ્તી થવાનું મન થાય?"

અહમદશાહે જવાબ આપ્યો, " એમાં કદાપિ મારી ભૂલ પણ હશે, અને એમ થવુ સહેલુ નથી. જો બેબલ અને કુરાન એકબીજાથી વિરૂદ્ધ હોય તો આપણે તે બનેને કેવી રીતે કબુલ કરી શકીએ ? અને જો મહમ્મદ પેગબર અને હઝરત ઇસા વાણીમા ને વર્તનમા મળતા આવતા ન હોય તો તે બન્નેના શિષ્ય આપણે કેવી રીતે થઇ શકીએ ? "

ફીરોઝખાને કહ્યુ " એ તો તે તદન ખરૂ કહ્યુ તને જે વિચાર આવ્યો તેને હું તદન મળતો છુ, એટલે કે એમ થવુ કઈ સહેલુ નથી. ગમે તેમ હો, પણ આપણે કઇ નિશ્ચય પર આવીએ તે પહેલા જે સુવાર્તા આપણે વાંચવી શરૂ કરી છે તેને આપણે પૂરી કરીએ."

તેના કાકાએ જે કહ્યુ હતુ તે અહમદશાહને યાદ આવ્યુ તેણે કહ્યુ, "તેને પૂરી કર્યાં પછી આપણા પેગબરનુ જીવનચરિત્ર વાચીએ અને જોઇએ કે કઇ કઇ બાબતમાં તે હઝરત ઇસાથી ચઢીઆતો હતો " તેને લાગ્યુ કે મહમ્મદ પેગબર વિષે જાણવા જેવી બાબનો તે જાણતો હતો, અને તેમનો મુકાબલો કરવાનો વિચાર કરતાં તેને નવાઇ લાગી કે હઝરત ઇસા કરતાં મહમ્મદ સાહેબ કઇ બાબતમાં ચઢીઆતા છે એ શોધી કાઢી શકાય કે કેમ ? માણસ તરીકે મહમ્મદ સાધારણ દુનિયાદારી માણસને તો ચિત્તાકર્ષક લગે, પણ ધર્મના નેતા અને શિક્ષક તરીકે હઝરત ઇસાની પવિત્રાઈ અને તેનુ સાધુપણુ તેને વધારે ઉંચા લાગવા જોઇએ

તે રાતે વાંચવાનો બહુ વખત ન હતો તેથી તેઓ બેજ અધ્યાય વાંચી શકયા, અને તેના કાકાએ જે વચન ઉપર વિચાર કરવાનુ કહ્યુ હતુ તેજ વચન જ્યારે અહમદશાહે વચાતુ સાંભળ્યુ ત્યારે તેને ઘણીજ નવાઇ લાગી, 'કેમકે જો માણસ આખુ જગત મેળવે ને પોતાના જીવની હાનિ પામે તો તેને શો લાભ ? અથવા માણસ પોતાના જીવના બદલામાં શુ આપશે ?'

---

## પ્રકરણ ૯.

### પુન મિલાપ

અહમદશાહે પોતાની માને માટે ભાડે લીધેલા ઘરને તૈયાર કરવામાં વધારે વખત ગુમાવ્યો નહિ, અને એક મહિના પછી તો તે સ્ટેશનપર પોતાની માને ને ભાઇને લેવા ગયો અમીરઅલી અહમદશાહની સાથે ગયો હોત પણ તેના હમેશના નિયમ પ્રમાણે ડહાપણ વાપરીને તે ના ગયો. પહેલુ ફેહમીદા બેગમ પોતાને ઘેર આવવાનુ શરૂ કરે એવુ તે ઇચ્છતો હતો. ફેહમીદા બેગમે અમીરઅલીને મળવા જવાનો વિચાર કર્યો હોય એવુ તો દેખાયુજ નહિ, કારણ કે એક મહિનો વિતી ગયો ત્યા સુધી તો તેણે ફેહમીદા બેગમ અને તેના બે પુત્ર વિષે કઇજ સાભળ્યુ પણ નહિ પણ મહિના પછી એક દિવસે મલિકા પોતાના આંગણામા બેઠી હતી ત્યારે પડદાથી બધ કરેલી એક ગાડી દરવાજા આગળ આવી પહોચી મલિકાને એકદમ પોતાની કાકીનો વિચાર આવ્યો. અને હાથમાની ચોપડી એકદમ મૂકી દઈ તે તેમને મળવાને દોડી

ગાડીની પાસે ઉભેલો તેને બાળપણામાં પજવનાર શાહનશા હુસેન હતો એમ તેણીને કોઈ કહે એવી જરૂર પડી નહિ, જોકે તે બન્ને જણુ મોટાં થઇ ગયા હતાં તોપણ તેઓએ એકબીજાને ઓળખ્યાં ફેહમીદા બેગમે એક બુરખો પોતાની સાથે આણ્યો હતો અને ઠીક થયુ કે તે આણ્યો, કારણકે ગાડી છેક ઘરની નજીક લઇ જવાય તેવુ નહોતુ તે ઘરની અદર ગઇ કે તરતજ તેણે બુરખો કાઢી નાખ્યો અને તેના બન્ને હાથ તેની ભત્રીજીની કોટમાં નાખી ઘણુજ રડવા લાગી કોઇ પણ મુસલમાન છોડીની પેઠે મલિકાને આવી રીતે ભેટવાની ટેવ પડી નહોતી, તેથી મલિકાને ઘણું લાગી આવ્યુ તેથી તેની કાકીને શાત કરવા મલિકાએ પોતાનું બનતું કર્યું

ફેહમીદા બેગમ રડતી બધ રહી પોતાના હાથ તે છોડીના ખભા પર મૂકયા, અને તેણીને ધારી ધારીને જોવા લાગી બીજુ કોઇ જુએ તો તેને

તે છોડી લાવણ્યમય અને મનોહર ચહેરાવાળી દેખાય તો વળી તેની કાકીને તો તે કેટલી બધી સુંદર દેખાઇ હશે! ઘર અને તેની શોભા ને ગોઠવણ જોઇ તે કંઇ ઓછી ખુશી થઇ નહિ. જો તેનાં સગાંને હલકી સ્થિતિમાં તેણે જોયાં હોત તો તેને સંતાપ થાત, પણ એવું તો કંઇ નહોતું. જો માત્ર આ છોડી ખ્રીસ્તી થઇ ગઇ ના હોત તો મલિકા તો તેના દિલને પસંદ પડે એવી તેની દીકરી હોત, અને બન્ને કુટુંબ ઘણાજ નિકટના સંબંધમાં રહેત. અમીરઅલીને પોતાનો ધર્મ બદલવો હોય તો ભલે બદલે, પણ છોડીને તેની પાસે લઇ લેવામાં આવે તે તેણીને સખત લાગ્યું, તેથી અમીરઅલીની દીકરી પ્રત્યે તેનું હૃદય આકર્ષાયું પણ તેના બાપ પ્રત્યે તેણીનું હૃદય કઠણ રહ્યું.

તોપણ આવા આવા વિચારો કરી આ પહેલવહેલી મુલાકાતમાં વિઘ્ન ઉભું કરવાનું ફેહમીદા બેગમનું મન નહોતું. તેથી તેઓ બધાં છુટથી વાતો કરવા લાગ્યાં. પોતાનો વખત કેવી રીતે કાઢતી હતી તે મલિકાએ તેની કાકીને કહ્યું, અને જે બીજી છોડીઓને તે ઓળખતી તેમની જીંદગી સાથે મલિકાની ઉદ્યોગી ને ઉપયોગી જીંદગીની સરખામણી કર્યાં વગર ફેહમીદા બેગમ રહી નહિ. શાહનશા હુસેનને બોલવાનો લાગ મળ્યો કે તરતજ તેણે કહ્યું, "મલિકા, તું કહેતી હતી કે તારા જેટલુંજ હું ભણીશ તે મને હરાવ્યો એવું તું ધારતી હશે, કેમકે તે તો મેટ્રિકની પરીક્ષા પસાર કરી છે, ને મેં તો હજી તે પાસ કરી પણ નથી."

ફેહમીદા બેગમ દિલગીર ચહેરો કરી બોલી, "તારૂં મગજ નથી એમ તો નથી, પણ તું મહેનતજ કરતો નથી." ફેહમીદા બેગમને તેના નાના છોકરા વિષે ઘણીજ ફિકર થયા કરતી હતી, જો કે તે હોશિયાર હતો તોપણ તે મહેનત કરતો ન હતો. પરીક્ષાઓ પાસ કરવા કરતાં તેનું લક્ષ મોજમઝા મારવા તરફ વધારે લાગેલું હતું. તેનો બાપ જીવતો હતો ત્યાં સુધી તો તે તેને કબજામાં રાખતો હતો, પણ તેની માએ તેને લાડકો કરી મૂકયો હતો તેથી તેની માનું તેના પર કંઇ ચાલતું નહિ.

થોડી વારમાં અમીરઅલી આવી પહોંચ્યો અને પોતાનાં સગાંને પ્રેમથી મળ્યો, પણ મલિકાને તેની પાસેથી તેણે વેગળી કરી હતી એ વાત ફેહમીદા બેગમથી સહન થઇ નહિ, અને તેથી તેણે અમીરઅલી પ્રતિ

બહુ ઉત્સાહ બતાવ્યો નહિ, અને થોડી મુદત પછી તેણે પોતાને ઘેર જવાની રજા માગી. ફેહમીદા બેગમને એક માગણી કરવાની હતી અને તેથી તેણે આ વખતે જરા વધારે મિત્ર ભાવ દેખાડીને અમીરઅલીને મલિકાને થોડા દહાડા પોતાને ત્યા આવવા દેવાની વિનતી કરી

આવી વાત તો અમીરઅલીના ધ્યાનમા પણ નહોતી શુ કહેવુ તે તરત તેને સૂઝયુ નહિ તેથી તેણે મલિકા ભણી જોયુ કે તે વિષે તે પોતેજ નક્કી કરે જે દહાડે તેને પોતાને વધારે નવરાશ મળે તે દહાડે સવારમા જવુ ને રાત રહી બીજે દહાડે સવારમા પાછા આવવાનુ મલિકાએ ધાર્યું ફેહમીદા બેગમની તો એવી આશા હતી કે મલિકા વધારે દહાડા માટે તેને ત્યા આવે, પણ જેટલો વખત મળે તેટલો ઠીક છે એવો તેણે વિચાર કીધો અને પછી તે વાત નક્કી કરવામાં આવી

માદીકરાને રસ્તે વાત કરવાનો વખત મળ્યો નહિ, પણ ઘેર ગયા પછી તરત તેઓ વાત કરવા લાગ્યા શાહનશાહુસેને કહ્યુ, "મા, મને યાદ છે કે તમે કહેતાં હતાં કે, તમારી એવી ઇચ્છા છે કે મલિકા મારી સાથે પરણે જુઓ, તે બહુ સુદર અને હોશિઆર છોડી છે, અને તે મારી વહુ થાય એમ છે તે ખ્રીસ્તી છે માત્ર એટલીજ ખામી છે પણ, મા, તમે ઘણાં ચાલાક છો, ખ્રીસ્તી ધર્મ છોડી દેવાનુ ખરેખર તમે તેને સમજાવી શકશો

ફેહમીદાબેગમે પોતાના છોકરાનુ કહેવુ કબુલ રાખ્યુ, અને તે પ્રમાણે યત્ન કરવાને તે તૈયાર થઈ, પણ તેણીએ મલિકાને ખ્રીસ્તી થતી અટકાવવાને પ્રયત્ન કર્યો હતો તેમા તે કેવી નિષ્ફળ નીવડી હતી તે તેને યાદ આવ્યુ. તેણી આ વાર સફળ થશે તે વિષે જેટલી ખાત્રી તેના છોકરાને હતી તેટલી તેને પોતાને નહોતી, તોપણ પોતાથી બનતુ કરવાની ફેહમીદા બેગમની મરજી હતી

જ્યારે અમીરઅલી પોતાની દીકરી મલિકાને લઇ ફેહમીદા બેગમને ઘેર આવ્યો ત્યારે તે ઘેર આનદ આનદ થઇ રહ્યો ઘરના દરેક માણસને જુદા જુદા કારણને લીધે ખુશી ઉપજી હતી, ફેહમીદા બેગમ તે છોડીને ચહાતી હતી અને તેને પોતાની પાસે રાખવા ઇચ્છતી હતી તેથી તે ખુશી

ચઈ હતી, બે કુટુમ ગમે તે રીને પાછાં ભેગાં થઇ જાય એથી અહમદશાહ ખુશી હતો. તેની મા તેની ઇચ્છા પૂરી કરશે એવી આશા શાહનશાહુસેનને હતી, તેથી તેને પણ ખુશી ઉપજી હતી

કાકીભત્રીજીને ઘણી બાબતો પર વાત કરવાની હતી મલિકાએ પોતાના બાપના કામ વિષે અને તેમા પોતે પણ જે મદદ આપતી હતી તે વિષે જ્યારે પોતાની કાકીને કહ્યુ ત્યારે જાણેકે ફેહમીદા બેગમ નવી દુનિયામાં હોય એમ તેને લાગ્યુ કોઇ માણસ પોતાને માટે નહિ પણ બીજાઓ માટે પોતાની જીદગી ગુજારે એ વિચાર ફેહમીદા બેગમને તો તદ્દન નવોજ લાગ્યો હતો આ છોડીને મારા કરતા જીદગીની મોજ માણવાના ઘણા પ્રસગો હોવા છતાં તે પોતાના સુખ વિષે ઓછી કાળજી રાખે છે, અને જે નજીવી બાબતો વિષે હુ આટલી બધી ચિંતા રાખુ છુ તે વિષે તે ઘણીજ થોડી ચિંતા કરે છે, એ ફેહમીદા બેગમને અજાયબ જેવુ લાગ્યુ

તેણે પોતાની ભત્રીજીનાં કપડાની પ્રશ સા કરી, અને તેને પોતાની પાસે જે ઘરેણાગાઠા હતા તે બતાવ્યાં જોકે મલિકાએ તેમને વખણ્યા, પણ તેની કાકી ધારનાં હતાં તેવો રસ તેઓમાં મલિકાએ લીધો નહિ મલિકાના મનમા જે વિષય હતો તે કેવી રીતે ઉપાડવો તે વિષે તે વિચાર કરતી હતી તેથી કદાચ એમ હશે, કેમકે પોતે અને તેના બાપ જેને ચહાતા અને જેની સેવા કરતા હતા તે પ્રભુ ઇસુની પાસે તેની કાકીને દોરી લાવવાની તેની ઘણીજ મરજી હતી તેની કાકીના મનમા પણ મલિકા વિષે એવી એક ઇચ્છા હતી, તે જો મલિકાએ જાણી હોત તો તેને અચબો લાગ્યા વગર રહેત નહિ.

તે દિવસ પસાર થઇ ગયો, કાકીભત્રીજીમા કોઇએ પોતપોતાના મનના વિચાર વિષે એકબીજાને કશુ કહ્યુ નહિ રાતે તેઓ ઉપર અગાસીમા સૂઇ ગયાં બેમાંથી એકને ઉંઘ આવી નહિ, તેથી તેઓ વાત કરવા લાગ્યાં મલિકાને લાગ્યુ, આજ ખરો લાગ મને મળ્યો છે તેણે કહ્યુ કે, "કાકી, હું ગીત ગાઉં?" તેની કાકીએ હા કહી તેથી તે ગાવા લાગી

## ઇસુ હું પર કરે પ્રીત,
## તે મને ચાહે

જ્યારે તેણે ગાયન પુરૂં કર્યું ત્યારે તેની કાકીએ કહ્યું કે "તારો કંઠ ઘણોજ મધુર છે, પણ બીજું કોઇ તને ગાતી સાંભળે એવું હું ઇચ્છતી નથી, કેમકે કોઇ સ્ત્રી કે છોડી ગાય તે સારૂં ગણાતું નથી."

"પણ કાકી, આપણે સુખી ને આનંદી હોઇએ તો ગાયા વગર કેમ રહેવાય? પ્રભુ ઇસુ વિષે ગાવું મને બહુજ ગમે છે, અને તેણે એવું કદી કહ્યું નથી કે આપણે ગાવું જોઇએ નહિ, આકાશમાં દૂતો ગાય છે, માટે ગાવું તે તો સારૂં જ હોવું જોઇએ."

ફેહમીદા બેગમને ધર્મની બાબત પર વાત કરવાની ઇચ્છા નહોતી તેથી તેણે બહાનું કાઢયું કે મને ઉંઘ આવે છે તેથી મલિકા નિરાશ થઈ ગઇ કંઈ વધારે વાતચિત થઇ નહિ અહમદશાહ વાંચતો હતો, અને "તે મને ચાહે" એવું મધુર ગાયન સાંભળી તે ચમકી ઉઠયો જો એ વાત મલિકાએ જાણી હોત તો તેને સંતોષ ઉત્પન્ન થાત પહેલાં તો કોણ ગાતું હશે તે તેણે જાણ્યું નહિ, કારણ કે ગાનારનો સ્વર એટલો બધો મધુર હતો કે આ પૃથ્વી પરના માનવીનો એવો મધુર ન હોય પછી તેને પોતાની બેન યાદ આવી ત્યારે તે સમજ્યો. તેણે નિસાસા સાથે કહ્યું કે આ ધર્મ કેટલો જુદો છે કે જે પોતાના વચનોમાથી સ્ત્રીઓ અને છોકરાના મોમાં આના દૈવી શબ્દો મૂકે છે તેણે વાંચવાનું પડતું મુકયું અને સુઇ ગયો, પણ "તે મને ચાહે"ના ભણકારા તેના કાનમાં હજી પણ અથડાતા હતા આવી અગાધ અને કોમળ પ્રીતિ કોની હતી તે પૂછવાની તેને જરૂર નહોતી જેનો પ્રેમ સર્વોત્તમ છે તેના વિષે તે જાણીતો થતો જતો હતો.

## પ્રકરણ ૧૦.

### ફેહમીદા બેગમની નિરાશા

બીજે દહાડે પોતાની ભત્રીજીને જવાનો વખત પાસે આવતો હતો અને હજી પણ તેને સાચા દીન તરફ પાછી ફેરવવા પોતે કઇ પણ યત્ન કર્યો નથી તેથી હવે વગર ઢિલ બે તેમ કરવા ફેહમીદા બેગમે નિશ્ચય કીધો બન્ને છોકરાઓ બહાર ગયા હતા તેથી વાતમા ભગ કરનાર કોઇ હતુ નહિ પ્રથમજ ફેહમીદા બેગમે સવાલ પૂછયો કે, " મલિકા, તને કેટલાં વરસ થયાં ? "

છોડીએ જવાબ આપ્યો, " આવતે વરસે અઢાર વરસની થઇશ " ફેહમીદા બેગમે કહ્યું, " ઓ બાપ ! અઢાર વરસ ! હુ તો તારા કરતાં ઘણીજ નાની હતી તે વખતે મને તો પરણાવી દીધી હતી તારા બાપે હજી એ વિષે કશી ગોઠવણ કરી નથી ? હજી તે શાનો વિચાર કર્યાં કરે છે ? " મલિકાએ જવાબ દીધો કે, " જ્યારે હુ નાની છોડી હતી ત્યારે મે મારા બાપને વચન આપ્યુ હતુ કે બાપા, હુ તમને કદી છોડીશ નહિ, તેમની સાથે રહેવા કરતા વળી બીજુ સારૂ શુ હોય ? " ફેહમીદા બેગમે ઉત્તર આપ્યો, " અરે જા, નાદાન છોડી, બીજી છોડીઓની પેઠે તને પણ પરણાવી દેવામાં આવશે હવે હુ તને એક છાની વાત કહુ છુ તે તારે કોઇને કહેવી નહિ હું તને રજા આપુ ત્યા સુધી તારે તારા બાપને પણ તે વાત કરવી નહિ જ્યારે તુ નાની છોડી હતી ત્યારથી મે વિચાર કરી રાખ્યો છે કે તુ મારી પુત્રવધુ થાય તને જોયા પછી શાહનશાહુસેને એ વાત મને યાદ દેવડાવી, અને તેની ઇચ્છા છે કે હુ તે ગોઠવણ કરૂ."

છોડી દુ ખથી બોલી ઉઠી, " અરે, ના, ના, કાકી, તમે જાણો છો કે એવુ કદિ બની શકેજ નહિ , તમે ભૂલી જાઓ છો કે હું તો ખ્રીસ્તી છુ આ વિષે હવે મહેરબાની કરી કઇ વિચાર કરશો નહિ "

બેગમે જવાબ આપ્યો, " અલબત હુ તો વિચાર કરીશજ, અને તે વાત બને તે માટે કાળજી રાખીશ તુ મા વગરની છે અને તારા બાપને

આ દુનિયાની બાબતોમાં કંઇ સૂઝ નથી " તે છોડીએ વધારે ને વધારે દુખી થઇને પૂછ્યુ, " તમારો છોકરો ખ્રીસ્તી છોડી સાથે લગ્ન કરે એ વાત તમને ગમે ?"

કોઇ તેની સામુ બોલે એ બેગમથી સહન થઇ શકતું નહોતુ, તેથી જરા મિજાજ ખોઇ તેણે કહ્યુ, "ખરેખર, હુ તેને એમ કરવા દઇશ નહિ, પણ મુસલમાનને ખ્રીસ્તી થવુ તેના કરતાં ખ્રીસ્તીને મુસલમાન થવુ વધારે સહેલ છે, અને તુ કશુ સમજે નહિ એવી નાની હતી તે વખતે તારી પાસે તારો ધર્મ છોડી દેવડાવવામાં આવ્યો હવે તે તારા સાચા ધર્મમા પાછા આવતાં તને કોઇ જાતની હરકત થવાની નથી "

છોડીએ કહ્યુ કે, " કાકી, એવી વાત તો બોલશોજ નહિ જોકે તે વખતે હુ નાની હતી તોપણુ હુ સમજતી હતી, કેમકે પ્રેમ શુ છે તે એક છોડી પણ જાણી શકે છે. પ્રભુ ઇસુ પર હું પ્રેમ કરતી હતી તેથી મારી ખ્રીસ્તી થવાની મરજી થઇ "

તેની કાકીએ કહ્યુ, " મૂર્ખ છોડી, એવી નકામી વાત બોલ નહિ જેને તે કદિ જોયો નથી તેના પર તુ કેવી રીતે પ્રેમ કરી શકે ? અને જો એવી રીતે તારાથી પ્રેમ થતો હોય તો ઇમામ હુસેન જેને પોતાના સગા ને નાનાં છોકરાં સાથે મારી નાખવામાં આવ્યો તેના પર પ્રીતિ કર "

મલિકા કશુ બોલી નહિ કારણકે તેને ઘણુજ દુખ લાગ્યુ હતુ તેની કાકીએ પૂછ્યુ, " મલિકા, તારી સગાઇની ગોઠવણ ક્યારે કરૂ ? હુ જાણુ છુ કે તને આવો સવાલ પૂછવો એ તદન ગેરવ્યાજબી છે, પણ ખ્રીસ્તીઓ કે જેઓના રીતરિવાજ અમારાથી જુદા છે તેઓની સાથે કેવી રીતે વ્યવહાર રાખવો એનીજ અમને તો ખબર નથી "

" કાકી, આ વાત મહેરબાની કરી મને પૂછશો નહિ, જોકે હુ ખ્રીસ્તી છુ તોપણુ તે વિષે વાત કરવાની મારી મરજી નથી, મારા બાપને પુછી જોજો કે તે વિષે એ શુ કહે છે."

બેગમે ગુસ્સાથી કહ્યુ, " હું તે તેને શુ કરવા પૂછુ ? તેણેજ તને અમારાથી જુદી કરી, જો અમે તને ચહાતાં ન હોત તો તારી સાથે કદિ બોલતજ નહિ હું તો એમ ધારતી હતી કે તને કંઇક અક્કલ હશે,

નહિતો મારા છોકરા સાથે તુ લગ્ન કર એ વાત હું ઉપાડનાજ નહિ. નમ્ર અને મારે તાબે રહે એવીજ છોડી હુ તો લાવીશ કે જે મારૂ કહ્યું કરે અને પોતાની મરજી પ્રમાણે ન ચાલે હવે પછી હુ તને કદી નહિ બોલાવુ, જા અને તારા બાપા પસંદ કરે એવા કોઇ હલકી જાતનાને પરણજે "

તેની કાકીના ગુસ્સાભરેલા શબ્દોથી મલિકાને તો એટલી બધી લાગણી થઇ કે તેનાથી બોલાયુ પણ નહિ, અને તે વિષે રકઝક કરવાની તેનામા હિંમત પણ હતી નહિ

તેનો બાપ તેને લેવા આવ્યો એટલે મલિકા તો ઘણીજ ખુશીથી તેની સાથે પાછી ગઇ પોતાના દીયર સાથે ફેહમીદા બેગમ ગુસ્સે હતી તે સતાડવાનો તેણીએ યત્ન કર્યો નહિ, અને બન્નેના ચહેરા ઉપરથી અમીર-અલીને લાગ્યુ કે કાકીભત્રીજીની વચમા કઇ નવાજુની બની છે ખરી. ઘેર જતા રસ્તાપર તો તે વિષે કઈ વાત થઇ નહિ, પણ ઘેર પહોચ્યા પછી થોડીજ વારમાં અમીરઅલીએ મલિકાને પોતાની કોટડીમા બોલાવીને તેની કાકીને ત્યાની મુલાકાતની વાત પૂછી

મલિકા તો હજી ઘણીજ દુ ખી અને ગભરાટમા હતી તેથી બધી વાત પૂરી રીતે કરી શકી નહિ પણ તેનો બાપ સમજી ગયો હતો કે તે ( અમીરઅલી )ની ભાભીએ જે વાત ઉપાડી હતી તેની મલિકાએ ચોકખી નાજ કહી હતી

"ઇસ્લામી ધર્મમા તને પાછી લઇ જવાનો તારી કાકીનો ઇરાદો છે ?" મલિકાએ કહ્યુ, "હા, પણ એ તો કદી બનશેજ નહિ તમારાથી જુદી થવાને મને સમજાવવુ તેમને મુશ્કેલ થઇ પડશે, અને ખ્રીસ્તથી જુદી થવા મને સમજાવવુ એ તો એથી પણ મુશ્કેલ થઈ પડશે વ્હાલા બાપા, તમને યાદ છે કે જ્યારે હુ નાની છોડી હતી ત્યારે તમને કહેતી કે હું તો હમેશ તમારી સાથેજ રહીશ, હવે હુ મોટી થઇ છુ તો પણ મારો વિચાર તો એજ છે "

પોતાની પુત્રી સામે પ્રેમથી જોઇને અમીરઅલીએ જવાબ આપ્યો, "ખરેખર મારી તો ખાતરી છે કે ફેહમીદા બેગમ કે બીજું કોઇ પણ આપણને જુદાં પાડી શકશે નહિ." તે આ પ્રમાણે બોલ્યો, પણ તેને તો ખબર હતી કે એવો વખત આવશે કે જ્યારે મારે તેને જવા દેવી પડશે.

## પ્રકરણ ૧૧.

### વધસ્તંભથી મહિમા સુધી

તે દહાડે સાંજે શાહનશાહુસેન અને તેની મા વાતો કરતાં બેઠાં હતાં તે વખતે તેણે તેની માને પૂછ્યુ કે "જે આશા હુ રાખુ છુ તે પાર પડશે કે નહિ?" તેની માએ જવાબ આપ્યો, "ના, કોઇ પણ રીતે તે પાર પડશે નહિ, માટે એ વિચારજ હવે તારા મનમાથી કાઢી નાખ. વળી મે પણ મારો વિચાર બદલ્યો છે અને મલિકાને તુ પરણે એવી મારી ઇચ્છા નથી મારે તો શાત સ્વભાવની ને નમ્ર છોડી જોઇએ કે જે બધી રીતે મને આધીન રહે અભિમાની, સ્વછદી, મારા કરતાં પોતે કઇક વધારે જાણે છે એવુ ધારનારી છોડી મારે જોઇએ નહિ ખ્રીસ્તી થવાથી મલિકા તદ્દન બગડી ગઇ છે, મે તો એના નામ પર જળ મુકયુ છે, અને હવે હુ એનુ મોઢુ પણ જોવા માગતી નથી"

તેની યુક્તિઓ નિષ્ફળ નીવડવાથી શાહનશાહુસેન નાસીપાસ થઇ ગયો, તોપણ તેને છોડી દેવાની તેની મરજી નહોતી પોતાની મા નિષ્ફળ નીવડી તેથી તે પણ નિષ્ફળ નીવડશે એવુ કઇ કહેવાય નહિ, તેથી પોતાના સાથીને તે વિષે સમજાવવાનો ઠગવ કીધો તેને લાગ્યુ કે એક છોડી પોતાના મમતને વળગી રહે ને તેને છોડે નહિ એમ ધારવુ તો તદ્દન અશકય છે

તેના ભાઇના અને તેની માના મનમા જે વાત હતી તે વિષે અહમદશાહ તો તદ્દન અજાણ હતો મલિકાની મુલાકાતથી તેને પણ મોટી આશાઓ બધાઇ હતી. બન્ને કુટુબ વચ્ચે મિત્રભાવ હવે જારી રહેશે એવી તેની આશા હતી અહમદશાહે તે વિષે તેની મા આગળ વાત ઉપાડી, પણ તેની માનુ બોલવુ સાંભળી તેને નવાઇ લાગી તેની માએ કહ્યું કે, "હવે એ વાતજ જવા દે. તારા બાપા કહેતા હતા તે ખરૂ છે ખ્રીસ્તીઓ જોડે જેમ થોડો સબધ રાખીએ તેમ વધારે સારૂ. હું અહીં રહેવા આવી તેથી હવે મને પસ્તાવો થાય છે હુ તો પાછી જવાનો વિચાર કરૂ છુ"

અહમદશાહે પૂછ્યુ, "આમ કેમ ? તમારૂ મન શાથી એકદમ બદલાઇ ગયુ ? કશી નવાજુની બની છે કે શુ ?"

"બન્યુ તો કઇ નથી, પણ એક વાત મને માલમ પડી છે, અને તે એ કે ખ્રીસ્તી થવાથી મલિકા સ્વછદી ને હઠીલી છોડી બની ગઇ છે, અને હવે તેની સાથે કોઇ પણ જાતનો સબધ રાખવાની મને પરવા નથી મને આશા હતી કે તે હવે મોટી થઇ છે તેથી સમજણી થઇ હશે, અને પોતાની હઠીલાઇ તજી દઇ આપણા સાચા દીનમા પાછી ફરશે"

અહમદશાહે વિચાર કીધો કે મલિકા કરતા મારી માનોજ દોષ કદાચ વધારે હશે મલિકાને મુસ્લિમ ધર્મમાં પાછી લાવવી એ સહેલુ નથી એ સાંભળી તેને જરા પણ નવાઇ લાગી નહિ ખ્રીસ્તી થવુ તે શુ છે તે વિષે મારી મા ઘણુજ થોડુ સમજે છે એ વાત સ્પષ્ટ છે તેણે હિમતથી કહ્યું, "બહુ સારૂ, મા, તમને ગમે તેમ કરો પણ હવે હું પોતે સમજીને પોતેજ કઇ કરી શકુ એવડો મોટો થયો છુ, માટે મારા કાકાને ને મલિકાને હવે હુ નહિ મળુ ને નહિ જોઉં એવુ વચન મારાથી અપાય તેમ નથી જોકે તેઓ ખ્રીસ્તી છે, તોપણ બધી વાતે આપણને શુભ નમુનો દેખાડે છે, અને મારી તો એવી ઇચ્છા છે કે તેમની પાસેથી જેટલુ શીખાય તેટલુ શીખી લેવુ તમને ફાવે તો તમે પાછા જાઓ, હુ તો મારે અહી જ રહીશ"

ફેહમીદા બેગમને તો એ સાભળવુ ભારે થઇ પડયુ તેણે ગુસ્સાથી જવાબ આપ્યો, "તે છોડીનુ મનોહર મુખ જોઇ તુ મોહી ગયો છે તે ખ્રીસ્તી હો કે ન હો પણ તેની સાથે લગ્ન કરવાનો ઇરાદો તુ રાખે છે, એવુ મને લાગે છે ભલે, તારી મરજી પ્રમાણે કર, પણ યાદ રાખજે કે મલિકા મારી દીકરી થવાની નથી, અને પછી શાહનશાહુદ્દીન એકલોજ મારો દીકરો રહેશે તારા બાપના હુકમ પ્રમાણે હું તને કહું છુ કે ખ્રીસ્તીઓની વાત મારી આગળ કદી કરવી નહિ" આટલુ કહીને તે પોક મૂકી રડવા લાગી

ફેહમીદા બેગમ પોતાને જુને ઘેર પાછી ગઇ નહિ બીજે દિવસે તેનું મન કઇક શાત થયુ, અને પોતાના મોટા છોકરા તરફ નાખુશીની નજરે જોતી, પણ કઇ બોલી નહિ

જે દિવસથી અહમદશાહ હોસ્ટેલમાથી પોતાની મા સાથે રહેવા આવ્યો હતો તે દિવસથીજ તેને પસ્તાવો થતો હતો હોસ્ટેલમાં ફીરોઝખાન સાથે અભ્યાસ કરવો તેને ઠીક પડતુ અહી આગળ તો શાંત અને એકાંત જગ્યા ઘણુ કરીને મળનીજ નહિ, અને તેથી તેની માને ફક્ત જાતે સમજાવી શકે તોજ હોસ્ટેલમાં પાછા જવાય એમ હતુ એ વાત તેની માને એકદમ પુછવા કરતાં પોતે ધીમે ધીમે તેમ કરવાનો નિશ્ચય કર્યો પહેલવહેલાં તો તે હોસ્ટેલમાં આખો દિવસ રહે, ને પછી સાંજે ઘેર આવે, પછી એકાદ બે દિવસ હોસ્ટેલમાંજ રહી ત્રીજેચોથે દહાડે ઘેર આવે, અને પછી તો એક અઠવાડીઉ પુરૂ થાય ત્યારે ઘેર આવે , અને એમ કરતાં કરતાં એમ થયુ કે તેની માની જાણ બહાર તે ફરી હોસ્ટેલમાંજ રહેવા લાગ્યો અહમદશાહ ત્યા રહેવા ગયો તેથી એક વાતે તો તેની માને કદાચ ઠીક લાગ્યુ હશે, કેમકે ઘરમાં બે ભાઇને બનતુ નહોતુ શાહનશાહુસૈન આળસુ હતો તેથી અહમદશાહ તેને ઠપકો આપતો, અને આથી ધીમે ધીમે તે બેની વચ્ચે અણબનાવ થયો હતો, અને ફેહમીદા બેગમ કે જેને શાહનશા માનીતો હતો તેને તો એ બે જુદા થાય તેથી સારૂ લાગ્યુ હતુ

મલિકા પોતાની કાકીને ત્યાંથી ગઇ ત્યાર પછી થોડે દહાડે શાહનશા તેના કાકાને ત્યા ગયો તે પોતે ધારતો હતો તેવો સારો આવકાર તેને મળ્યો નહિ અમીરઅલીએ તેને પૂછ્યુ કે, "તુ અહીં આવ્યો તે તારી મા જાણે છે કે ?" તેણે વગર વિચારે કહી દીધુ કે, "ના" તેના કાકાએ કહ્યુ કે, "ત્યારે હું પણ તને કહુ છુ કે તારી માની રજા વગર તારે અહીં આવવુ નહિ, " શાહનશાને એ કઇ ઠીક લાગ્યુ નહિ, અને આમતેમ જોયાથી તેને જ્યારે માલમ પડયુ કે મલિકા તે કોટડી છોડી ચાલી ગઇ છે ત્યારે તેને પણ ત્યાં વધારે વાર બેસવાનુ મન ન થયુ ત્યારથી મલિકા ઉપરથી તેનુ મન જરા ઉઠી ગયુ

અહમદશાહ પાછો હોસ્ટેલમાં રહેવા આવ્યો તે પછીના રવિવારે તેણે તેના મિત્રને કહ્યુ કે આપણે નવો કરાર વાંચવાનુ ફરી શરૂ કરીએ ફીરોઝખાને કહ્યુ કે " તેની આખરે શુ આવતુ હશે તે જાણવા હુ એટલો બધો આતુર હતો કે તારી રાહ જોયા વગર હું તે ચોપડી વાંચી ગયો છુ, તોપણ હુ તારી સાથે તે બીજીવાર વાંચવા તૈયાર છુ." તેઓએ

સત્તરમો અધ્યાય વાંચવો શરૂ કર્યો પહેલી વાત રૂપાંતર વિષેની આવી. તેમાં જે રાજાએ પોતાનાં સ્વર્ગીય વસ્ત્રો તજી દીધાં હતાં તેને વિસ્મિત થએલા શિષ્યોની નજર આગળ ફરી તેજ વસ્ત્રો પહેરાવવામાં આવ્યાં. જુવાનોને કબુલ કરવુ પડયું કે આના જેવી વાત તો તેમણે કદી વાંચી નહોતી ખરેખર હઝરત ઇસામા એવુ કંઇ છે કે જેને લઇને તે બીજા માણસોથી જુદોજ પડે છે 'આ મારો વહાલો દીકરો છે, તેના ઉપર હુ પ્રસન્ન છુ, તેનું તમે સાંભળો' એ વાકય વાચનાં પણ તેઓ અચબો પામ્યા નહિ. તેમને લાગ્યું કે સ્વાભાવિક રીતે એ પણ આકાશી દર્શનનો એક ભાગ હશે જ્યારે તેઓ આગળ વાંચવા લાગ્યા ત્યારે તેઓએ જોયુ કે આ વખત પછી પ્રભુ ઇસુ પોતાના મરણ અને પુનરૂત્થાન વિષે કહેવા માંડે છે.

આવો જુવાન માણસ પોતાના મરણનો વિચાર કરે એ તો તેમને એક નવાઇ જેવી વાત લાગી વળી કોઇ તેને મારી નાખે એવુ કોઇ પણ કારણ હતુ નહિ, કારણ તે પોતાની આખી જીદગી ભલુ કરવામાં ગાળતો હતો તેણે જે મહાન કાર્યો કર્યાં તેનાં કરનાર અને મરણ અને માંદગીને બદલે જીવન અને તન્દુરસ્તી આપી શકે એવો બીજો કોણ હતો? ખરેખર લોક જો પોતાનુંજ ભલુ તાકે તો તેની વિરૂદ્ધ તેઓ હાથ ઉપાડે નહિ

ફીરોઝખાને કહ્યું, જો તે મરણ પામ્યો હોય તો તેનુ કારણ એ હોય કે મરણ પામવાની તેની પોતાની મરજી હતી, કારણ કે બીજા બધાએ જાણ્યુ ત્યાર પહેલાં શુ થવાનુ છે તે તે જાણતો હતો 'માણસનો દીકરો સેવા કરાવવાને નહિ, પણ સેવા કરવાને અને ઘણાની ખંડણીને માટે પોતાનો જીવ આપવાને આવ્યો છે' આ તેનુ વચન દેખાડી આપે છે કે પહેલેથીજ તે પોતાના મરણ વિષે જાણતો હતો

દુઃખ ને દીનતાએ નહિ પણ પ્રતાપ ને મહા મહિમામા પ્રભુ ઇસુ આ પૃથ્વી પર પાછો આવશે એ વિષેનાં દ્રષ્ટાંતો જેના આપેલાં છે તે અધ્યાયો તેઓએ ખૂબ રસથી વાંચ્યા છવીસમો અધ્યાય વાંચ્યા પછી તે ચોપડી બંધ કરીને ફીરોઝખાને કહ્યુ, "ત્યાં તો એક ધિક્કારાએલા અને દુઃખ સહન કરનાર માણસના શિષ્યો થવાનુ આપણને કહેવામાં આવતુ નથી પણ એક જીવતા ગુરૂના શિષ્યો થવાનુ આપણને કહેવામા આવે છે. જ્યારે તે પાછો આવશે ત્યારે તે જગતનો રાજા ને ન્યાયા-

ધીશ થઇને આવશે "

અહમદશાહે કહ્યું, "આપણે આ પુસ્તકમાં જે વાંચીએ છીએ તે હજરત ઇસા વિષે છે કે નહિ તેની મને સમજણ પડતી નથી. બીજા કોઇ પેગબરના સબંધમાં આવાં વચનો લખેલા નથી શુ ખ્રીસ્તીઓનુ માનવુ ખરૂ હશે અને બીજા સર્વ પેગંબર કરતાં હજરત ઇસા ઘણોજ મોટો છે એવુ હોઇ શકે?"

ફીરોઝખાને એકદમ જવાબ આપ્યો નહિ, પણ થોડી વાર પછી તેણે કહ્યુ, "તેં છેવટ સુધી વાંચ્યુ નથી માટે તે ચોપડી પુરી વાંચીએ ત્યાં સુધી રાહ જો, અને પછી તે વિષે તું શું ધારે છે તે જોઇએ" પોતાનુ મન કેટલુ બધુ ઉશ્કેરાઇ ગયુ અને નિધાઇ ગયુ હતુ કે તે અહમદશાહને પણ કહેવા રાજી નહોતો જે દહાડે તેણે તે સુવાર્તાના છેલ્લા અધ્યાયમાંની વાતો પહેલીજવાર સાંભળી હતી તે દહાડો અહમદશાહ કદી ભૂલી ગયો નહિ બીજો રવિવાર આવ્યો ને સાંજ પડી ત્યારે તે બે જુવાનો નવો કરાર વાંચવા બેઠા, કેમકે તે દિવસેજ તેમને વધારે ફુરસદ મળતી હતી જેમ જેમ તેઓ આગળ વાંચતા ગયા તેમ તેમ તેઓએ પ્રભુ ઇસુ કે જે પોતાની નિર્મળ પવિત્રતા અને અનુપમ શક્તિને લીધે બીજા બધાથી શ્રેષ્ઠ થયો હતો તે દુખ અને દીનાવસ્થાના ઉંડા ખાડામા ઉતર્યો હતો તે પણ તેમણે જોયુ આથી પહેલાં તો તેઓ વાંચવામા માત્ર રસ લેતા એમ કહીએ તો ચાલે, પણ હવે તો તેઓ તે માનની લાગણીથી વાંચવા લાગ્યા કટ્ટામા કટ્ટો દુશ્મન પણ જે દોષિત ઠરાવી શકે નહિ તેને વિષે જ્યારે તેઓએ વાંચ્યુ કે તે વધસ્તભે જડાવા અને મારી ન ખાવા માણસોના હાથમાં સોંપી દેવામાં આવ્યો ત્યારે તે અન્યાયના કારણથી તેમને ક્રોધ ચઢયો.

અહમદશાહે કહ્યું, "જો તેની મરજી હોત તો તે પોતાને બચાવી શકયો હોત કે નહિ?"

ફીરોઝખાને કહ્યુ, "એજ તેના વિષે ઘણી અજાયબ જેવી વાત છે. પોતાનો બચાવ કરવાની તેની બિલકુલ ઇચ્છા નહોતી. વધસ્તભનું દુખ ભોગવવા તે આગળથી તૈયાર થયો હતો. વધસ્ત ભપર મરવાની વાત બીજા લોકોને તો અજાયબ લાગે પણ તેને પોતાને તે તેવી લાગતી નહોતી."

અહમદશાહે પૂછ્યુ, "પણ એમ કેમ? જો કોઇ માણસ પોતાનો જીવ બચાવી શકે તો શું તે તેને નહિ બચાવે?"

ફીરોઝખાને કંઇ જવાબ આપ્યો નહિ. તેના મનમા તે વિષેનો કંઇક પ્રકાશ પડવા લાગ્યો હતો, પણ તે પોતાના વિચાર બહાર કાઢી શકતો ન હતો અહમદશાહનો સવાલ તેને ખરો લાગ્યો, પણ એજ ઇસુએ પોતા વિષે કહ્યુ હતુ કે, "હવે પછી તમે માણસના દીકરાને પરમેશ્વરને જમણે હાથે બેઠેલો અને આકાશના મેઘોમા આવતો જોશો"

પ્રભુ ઇસુની આગળ વધસ્તંભ દેખાતો હતો ખરો પણ વધસ્તંભની પેલી પાર તે અનુપમ મહિમા જોતો હતો ત્યારે શુ તે માત્ર માણસજ હતો એવુ હોઇ શકે?

પ્રભુ ઇસુના મરણ વિષેની અજબ વાત પૂરી થઇ, અને અહમદશાહ જેના હૃદય પર ભારે અસર થઇ હતી તેણે સૂચના કરી કે હવે આગળ વાંચવુ નથી પણ ફીરોઝખાને કહ્યુ, "માત્ર એકજ અધ્યાય બાકી રહ્યો છે, તેથી અત્યારેજ વાચીએ."

તે માત્ર એક ટુકો અધ્યાય, પણ તેથી કેટલો બધો ફેરફાર થયો છે! જો વધસ્તંભથીજ વાત અટકી ગઇ હોત તો માનવજાનના ઇતિહાસમા આજે કેટલો બધો ફેર હોત! છેલ્લા અધ્યાયમા ખાલી કબરની વાત, અને મરણ પામ્યો પણ જે હાલ જીવતો છે તેની વાત આવી જેણે અનેકવાર દિલાસાના શબ્દો કહ્યા હતા, કે "બિહો મા," તેણે ફરી એક વાર કહ્યુ કે "તમે બિહો મા" જે મરણ પામવાને કાલવરીની ટેકરી પર ગયો, તેજ પ્રભુ ઇસુ પોતાના શિષ્યોને મળવા ગાલીલ જતો હતો. છેવટે પુનરૂત્થાન પામેલા પ્રભુએ પોતાના શિષ્યોને છેલ્લી આજ્ઞા આપી તે આજ્ઞા આપતી વખતે એક અજબ જેવી વાત કહી, અને એક અજબ વચન પણ આપ્યુ કહેલી વાત એ છે કે "આકાશમાં તથા પૃથ્વી પર સર્વ અધિકાર મને અપાયો છે." આપેલી આજ્ઞા 'એ માટે તમે જઈને સર્વ દેશનાઓને શિષ્ય કરો; બાપ, દીકરા તથા પવિત્ર આત્માને નામે તેઓને બાપ્તિસ્મા આપતા જાઓ." અને વચન આ છે "જુઓ, જગતના અંત સુધી હું સર્વ કાળ તમારી સાથે છુ"

---

## પ્રકરણ ૧૨.

### અમીરઅલીનું દર્શન

અહમદશાહ હોસ્ટેલમાં રહેવા પાછો આવ્યો એ વાતને કેટલાંક અઠવાડીઆ વિતી ગયા પછી એક સાંજે અમીરઅલી હોસ્ટેલમા આવ્યો. તે વખતે બન્ને છોકરાઓ સાથે અભ્યાસ કરવા બેઠા હતા અહમદશાહે તેને માનથી આવકાર આપ્યો, અને ફીરોઝખાન સાથે તેની ઓળખાણ કરવી અમીરઅલીને જોઇને ફીરોઝખાન ઘણો ખુશ થયો તેના વિષે વધુ જાણવાને તે બહુ ઇંતેજાર હતો એવું બન્યુ કે અમીરઅલી આવ્યો તે વખતે તે છોકરાઓ તેમની અભ્યાસની એક ચોપડીમા બૈબલમાંથી કેટલાક દાખલા લીધેલા હતા તે તેઓ બૈબલમાથી જોતા હતા, અને બૈબલ તેમની મેજ ઉપર પડેલુ હતુ.

અમીરઅલી કઇ કામસર આવેલો હતો તે પુરૂં થયા પછી તે છોકરાઓના કહેવાથી તેમની પાસે બેઠા

બૈબલ હાથમાં લઇને અમીરઅલીએ પૂછ્યુ, " આ પુસ્તક તમારા અભ્યાસક્રમમાં આવે છે?"

ફીરોઝખાને આચકો ખાધા વગર જવાબ આપ્યો, " અમારા અભ્યાસક્રમમાં તે પુસ્તક ઠરાવેલુ તો નથી, પણ બીજી ચોપડીઓમાં તે વષે ને તેને અવલબીને ઘણુ લખેલુ છે, તેથી મારા એક પ્રોફેસર પાસે મે તે મગાવ્યુ હતુ "

અમીરઅલીએ પૂછ્યુ, " તમે તે વાંચતા હશો?"

ફીરોઝખાને તેના મિત્ર સામુ જોયુ, તે એવી મતલબથી કે તેના કાકાને તે વિષે કહેવામા કઇ વાંધો છે કે નહિ

અહમદશાહ તેની મતલબ સમજી ગયો, અને તેણે જવાબ આપ્યો, "હા, અમે તે વાંચીએ છીએ, અમે એક સુવાર્તા તો પુરી વાંચી ગયા છીએ અને હમણાં બીજી શરૂ કીધી છે."

અમીરઅલીને એ વાત કેવી લાગે છે તે જોવા સારૂ ફીરોઝખાન તેના મો સામેજ જોઈ રહ્યો હતો ફીરોઝખાનને તો અજાયબ લાગ્યુ કે અમીરઅલીના ચહેરા ઉપર નાખુશીને બદલે કઇંક સાનદાશ્ચર્ય છવાયુ હતુ. તત્કાળ ફીરોઝખાનને ખરી વાત માલમ પડી જ્યારે તેને અમીરઅલીની મુલાકાત પહેલી વખત થઇ ત્યારે અહમદશાહના સગા અને તેના બીજા ઓળખીતાઓની વચ્ચે તેને કઇક ફેર માલમ પડયો હતો, અહમદશાહે પોતે પણ તેને એમજ કહ્યુ હતુ. શુ તેનુ કારણ એ હશે કે તેઓ ખ્રીસ્તી છે? આ વિચાર તેના મનમાં આવ્યો હતો એટલામાં અમીરઅલીના મનમાં પણ તેવોજ વિચાર આવ્યો, એટલે અહમદશાહનાં જે સગાં ખ્રીસ્તી થઇ ગયા હતા તેમની વાત ફીરોઝખાનને અત્યારે કહેવી જોઇએ કે નહિ

શુ બોલવુ તે વિષેના વિચારમાં અમીરઅલી હતો એટલામા અહમદશાહે કહ્યુ, "ગઇ રાતેજ અમને એવો વિચાર આવ્યો હતો કે અમને બૈબલનો ખુલાસો આપનાર માણસ મળી આવે તો કેવુ સારૂ! કારણ કે અમે જ્યારે સુવાર્તા વાંચીએ છીએ ત્યારે ઘણાજ સવાલ ઉભા થાય છે તમારા કરતાં વધારે સારો માણસ વળી બીજો કોણ મળી શકે?"

હવે ફીરોઝખાનને ખાત્રી થઇ કે જે વિષે તેને શક પડયો હતો તે વાત તદન ખરી છે તેણે કહ્યુ, "હા, અમે જે જે ન સમજીએ તે તે જો તમે અમને સમજાવશો તો અમે તો ઘણા ખુશી થઇશુ"

અમીરઅલીને તો એ વાત ગમતીજ હતી, પણ તેણે ઘડીઆળમાં જોઇને કહ્યુ કે "મારે અત્યારે અગત્યના કામસર એક માણસને મળવા જવુ છે માટે મને હમણાં તો માફ કરો બીજા કોઇ દિવસે સાંજની વખતે આવીશ"

તેના ગયા પછી અહમદશાહે તેના મિત્રને કહ્યુ કે, "હુ મારા કાકાને ને મારી પિત્રાઇ બેનને એટલી બધી વાર મળવા જતો નહોતો તેનુ કારણ હવે તે જાણ્યુ? હવે તે વાત વધારે વાર છાની રાખવાની જરૂર નથી તેઓ તો ખ્રીસ્તી છે"

તેના મિત્રે કહ્યુ "જ્યારે તું તારા કાકાને કહેતો હતો કે અમે સુવાર્તા વાંચીએ છીએ તે વખતે તેમના મો પર અલૌકિક આનંદ છવાઇ રહ્યો હતો

તે પરથી હું તો તે વાત જાણી ગયો હતો, પણ એ પ્રમાણે તેમણે શા માટે કર્યું ? જેણે પોતાનો મુસ્લીમ ધર્મ છોડી દીધો હોય એવા કોઇ પણ માણસને હું પહેલાં મળ્યો નહોતો અને તેમની વાત સાંભળવાનું બહુ મન થાય છે ”

અહમદશાહે જવાબ દીધો, “ત્યારે તો માગ કાકાનેજ તમારે તે વિષે પૂછવુ જોઇએ, કેમકે અમને તો એવુ કહેવામાં આવ્યુ છે કે અમારા કાકાએ અમારા કુટુબ પર કલક આણ્યુ છે, અને અમારે તેનુ નામ પણ ઉચ્ચારવુ નહિ, એ સિવાય બીજુ કઇ હુ જાણતો નથી અણધારી રીતે મને ખબર મળી કે મારા કાકાનો ગુન્હો શો હતો મારાં માબાપની નજરમા તે ગુન્હો જેવો ભયકર હતો તેવો મને તો લાગતો નથી. પણ મારા બાપા જ્યા સુધી જીવતા હતા ત્યાં સુધી મારે તેમને આધીન રહેવુ પડતુ, મારા બાપના મરણ વખતે મારા કાકાએ એક બાપના જેવી અમને મદદ કરી વળી મારી માને કઇ બહુ વાંધો જણાયો નહિ, અને હું પોતે હવે સમજણો થયો છુ, તેથી તે લોકોથી જુદાપણું રાખવાની કઇ ઇચ્છા નથી, અને જો મને વધારે વખત મળતો હોત તો હું વધારે વાર તેમને મળવા જાત હવે તે બીજી કોઇ વારે અહિં આવશે ત્યારે આપણે તેમને પુછીશુ કે તે શા કારણથી મુસલમાની ધર્મ મૂકી ખ્રીસ્તી થઇ ગયા એટલી વાત તો હુ જાણુ છુ કે કોઇ સસારી લાભને લીધે તે ખ્રીસ્તી થઇ ગયા નથી, કેમકે મે તેમને પૂછ્યુ કે ખ્રીસ્તી થવાથી તેમને શુ મળ્યુ ? ત્યારે તેમણે કહ્યુ કે ખ્રીસ્તી થવાથી મને ખ્રીસ્ત મળ્યો છે, અને ખ્રીસ્તની મારફતે મને દેવ મળ્યો છે તેમને ખ્રીસ્ત મળ્યો એટલે શુ મળ્યુ એ પુછવાનુ રહી ગયુ તેમની વાત સાંભળવામાં આપણને બહુ રસ પડશે ”

ઠરાવેલે વખતે અમીરઅલી આવી પહોંચ્યો અને તરત તે છોકરાઓએ તેને કહ્યુ કે, “ બીજા સવાલો પુછવા કરતાં તમે ઇસ્લામી ધર્મ મુકીને ખ્રીસ્તી શા માટે થઇ ગયા તે અમને કહો આથી બીજુ અમીરઅલીને શુ ગમે ? તેની આખી જીદગીમા બનેલો સર્વ કરતાં મોટો ને અજાયબ જેવો બનાવ તે કદી ભૂલી શકયો નહિ, અને બીજાઓને તે બનાવ વિષે કહેતા તેને આનદ થતો હતો. તેથી કઇ પણ વિલબ કર્યા વિના તે

વાત કહેવા લાગ્યો, અને તે બે જુવાન છોકરા ઘણાજ રસથી સાંભળવા લાગ્યાં " 'એક દહાડે સાંજે જ્યારે હું ઘેર જતો હતો ત્યારે એક જગ્યાએ લોકોનુ ટોળુ ભેગુ થયુ હતુ હું ત્યાં ગયો ત્યારે મે એક હિન્દીને ભાષણુ કરતો જોયો તે પ્રભુ ઇસુ ખ્રીસ્તના વધસ્તંભ વિષે ઘણા જુસ્સાથી અને ભાવથી બોલતો હતો. તે વખતે તે ઉપદેશકની ઓળખાણુ મને થઇ અને તે દિવસથી તે મારો ખરો દોસ્ત થયો અમારા બન્નેના મગજમાં એકજ વાત રમી રહી હતી, એટલે તેની ઇચ્છા એ હતી કે તે મને ખ્રીસ્તી બનાવે, અને મારી ઇચ્છા એ હતી કે તેને ઇસ્લામી ધર્મમા પાછો લાવવો, કારણુ કે મે જાણ્યુ કે મૂળે તો તે ઉપદેશક મુસલમાન હતો ઉપદેશક આખરે જીત્યો એ મારે તમને કહેવાની જરૂર નથી તે મારાં કરતાં વધારે ભણેલો હતો અથવા તો તે ઉત્તમ વક્તા હતો તેથી તે જીત્યો એમ તો નહિ, પણ તેનુ કારણુ એટલુજ હતુ કે મને ખ્રીસ્તી કરવાના પ્રયત્નમા તે એકલોજ નહોતો, પવિત્ર આત્મા પણ તેની સાથે કામ કરતો હતો ખ્રીસ્તના વધસ્તંભ વિષે ઘણુ સાંભળ્યા પછી અને વિચાર કર્યા પછી તે રાતે મને એક સદ્દર્શન થયુ તે હુ કદી ભૂલી જઇશ નહિ સદ્દર્શનમાં મને એક વધસ્તંભ દેખાયો. તે લાકડાનો સાદો વધસ્તંભ નહોતો પણ તે તો બહુજ સુદર હતો, અને દૈવી પ્રકાશથી ચળકતો હતો. તેની નજીક એક દૈવી પુરૂષને ઉભેલો મે જોયો તે એટલો બધો તેજસ્વી હતો કે મારી આખો તે જોઇને અંજાઇ ગઇ એ તેજસ્વી પુરૂષને મે ઓળખ્યો, તે તો પ્રભુ ઇસુ ખ્રીસ્ત હતો, તે દિવસથી તેના વિષે વધુ જાણવાને મે કોશિશ કીધી મે એક નવો કરાર વેચાતો લીધો, અને ઘણી હોંસથી તેનો અભ્યાસ કીધો. મને જેનુ દર્શન થયુ હતુ અને જેના વિષે હુ નવા કરારમા વાચતો હતો તેના ચરણુ આગળ પડવાનું ઘણીજ વખત મને મન થતું હતુ, પણ મને જે સસારી ખોટ જશે તેને લીધે ને વિશેષે કરીને મારો ભાઈ મારા પ્રતિ ઘણો નારાજ થશે એ વાતથી હુ પાછો પડતો.

ત્યાર પછી મારી નાની દીકરીને પ્લેગ થયો અને તે મરણુની પથારીએ પડી. ઇસુ ખ્રીસ્ત કે જે નાના છોકરાપર પ્રીતિ રાખનાર છે

તેના વિષે તેણીએ મિશનની નિશાળમાં સાભળ્યુ હતુ. અને તેણીએ વિનતી કરીને મને કહ્યું કે જેમ એક નાની છોડીને ઇસુએ સાજી કરી હતી તેમ તે મને સાજી કરે માટે તમે તેની પ્રાર્થના કરો પહેલાં તો તેની પ્રાર્થના કરવા મે તેણીને ના કહ્યુ, કારણ કે જેને હુ મારા પ્રભુ તરીકે સ્વીકારવા ચહાતો નહોતો તેની પાસેથી કઇ કૃપા માગવાનુ મને શરમભરેલુ લાગ્યુ પણ મલિકાએ તો મને કહ્યાજ કર્યું, ને છેવટે મે તેની પ્રાર્થના કરી અને મારી છોડી સાજી થઇ

"પ્રભુ ઇસુના ચરણ આગળ મને લાવનાર તો મલિકાજ હતી. ઇસુએ મારે માટે કેટલુ બધુ કર્યું હતુ તે મને મલિકાએ કહી સભળાવ્યુ. ખ્રીસ્તે મારે માટે એટલુ બધુ કર્યું હતુ કે હુ તેનાથી કશુ પાછુ રાખી શકયો નહિ, તેથી મે પોતાને તેને સોપી દીધો, અને એ તો વાજબી હતુ કારણ કે તેણે પ્રથમ મારે માટે પોતાનું અર્પણ કર્યું હતુ"

અમીરઅલી બોલતો બધ થયો એટલે તે કોટડીમાં ગભીર ચુપકીદી પથરાઇ પછી તેણે કહ્યુ, દેવના અનિર્વાચ્ય દાનને માટે તેની ઉપકારસ્તુતિ કરીએ, અને તે છોકરાઓએ તે વખતે જાણ્યુ કે સર્વશક્તિમાન પવિત્ર પરમેશ્વરની હજુરમા પાપી માણસ પણ જઇ શકે છે અને તેની સગત કરી શકે છે અમીરઅલીએ જતી વખતે તે છોકરાઓના ખભા પર હાથ મૂકીને કહ્યુ કે, "મારા છોકરાઓ, ઇસુને શોધવો અને તેને મેળવવો તેના જેવુ સારૂ બીજુ કશુ આ દુનિયામાં નથી, કારણ કે જે કોઇને ઇસુ મળે છે તેને દેવ મળે છે"

---

## પ્રકરણ ૧૩.

### સમાધાન

થોડા દહાડા પછી અહમદશાહ પોતાની માને મળવા ગયો ને વખતે તેની માને તાવ આવતો હતો, અને તે ઘણી માંદી હતી થોડા વખતથી ફેહમીદા બેગમના દહાડા દુ ખના થઇ પડયા હતા શાહનવાઝ-હુસેન તો બહુ કરીને ઘરમા રહેતોજ નહિ, અને તેથી ફેહમીદા બેગમને તો તેના નોકરો વગર બીજા કોઇની સાથે વાત કરવાની મળતી નહિ તેનો ઘણી જીવતો હતો તે વખત ને હાલના વખતની સાથે સરખાવતા તે બેમાં તેને આસમાન જમીનનો તફાવત માલમ પડયો, અને તે એવુ ઇચ્છતી હતી કે ગએલા દહાડા પાછા આવે તો કેવુ સારૂ !

તેણે પોતાના દુ ખની વાત પોતાના જ્યેષ્ટ પુત્રને કહી, અને તે સાભળીને તેને દલગીરી લાગી, કારણકે તેને વિચાર આવ્યો કે મારી મા પોતાનુ ઘર અને મિત્રો મૂકીને અહિં અજાણી જગ્યાએ મારે લીધે આવી છે. તે બોલવા જતો હતો એટલામાં તેને વિચાર આવ્યો કે મલિકા અને મારી મા વચ્ચે સમાધાન કરવાનો આજ ખરો લાગ છે. મલિકાને તેની કાકીને મળવાથી ઘણો આનંદ થશે

જ્યારે તેની મા બોલતી બધ રહી ત્યારે અહમદશાહે કહ્યુ કે, 'હા, હુ કબુલ કરૂ છુ કે તમે અહિં તદન એકલાંજ છો, અને તેથી તમને ગમે પણ નહિ, અને તેને માટે કંઇ ઉપાય કરવો જોઇએ. હુ ધારૂ છુ કે જો મલિકા અહિં તમને મળવા આવે તો જરા ઠીક લાગશે, તે ઘણા દિવસથી અહિં આવી નથી "

ફેહમીદાબેગમે કહ્યુ, " તે દિવસે હુ તેની સાથે ઘણી ગુસ્સે થઇ હતી, અને તે કારણથીજ તે અહિં ફરી આવતી નથી." અહમદશાહે જવાબ દીધો, "મલિકા અહિં આવે એવી તમારી મરજી છે તે જો મલિકા જાણે તો તે જરૂર આવશે એવી મને ખાતરી છે. તે દરરોજ તમારી ખબર પુછે છે તમારા બોલાવ્યા વગર અહિ આવતા તેને બીક લાગતી હશે, એવુ મને લાગે છે." ફેહમીદાબેગમે કહ્યુ, " મલિકાને કહેજે કે તારી કાકી

હાલ માંદી અને એકલી છે, પણ જોજે એનુ કહેતો કે હુ તેને અહિં બોલાવુ છુ."

અહમદશાહ સીધોજ તેના કાકાને ત્યાં ગયો અને પોતાની માની માંદગીની વાત કરી. એ સાંભળી બાપદીકરી બન્ને ઘણાં દલગીર થયાં. મલિકાએ કહ્યુ કે, "હુ તેમને જોવા જઇશ" ત્યારે તેણીના બાપે તેમાં પોતાની સમતિ દેખાડી, ને મલિકાએ બીજે દિવસે ત્યા જવાનો ઠરાવ કર્યો

એ જાણીને અહમદશાહ તો ઘણો ખુશ થયો તેનાં ખ્રીસ્તી સગાં તરફ અને તેમના ધર્મ તરફ તેનુ મન વધારે ને વધારે એ ચાતુ હતુ જો માત્ર તેની માજ તેની સાથે આવે તો તેને પોતાને તો હવે ખ્રીસ્ત્રી થવામાં કોઇ જાતનો વાંધો ન હતો

તેના કાકાના શબ્દો વારવાર તેના મનમાં આવતા, એટલે કે મહમ્મદ પેગમ્બર અને ઇસુ એ બેમાંના કોના પગલામાં ચાલવાથી તમારી જીદગી વધારે પવિત્ર ને ઉમદા થશે ? હવે તો તેણે પોતે સુવાર્તા વાચી હતી જેથી તે સવાલના જવાબ વિષે તેને જરા પણ શક નહોતો મોટામા મોટી વાત તેની આગળ ધરવામા આવી હતી, હવે તેનાથી ઉતરતી વાત તેનાથી પસદ થાય એગ નહોતુ ઘણી વાર તેને વિચાર આવતો કે તેના બાપના જેવો થવા કરતા તેના કાકાના જેવા થવુ એ વધારે ઇચ્છવાજોગ છે એક તો પ્રભુને અર્થે અને પોતાના માનવી ભાઇઓને અર્થે પોતાનુ જીવન ગાળે છે, અને બીજાએ માત્ર પોતાને અર્થે અને પોતાના કુટુબને અર્થે પોતાની જીદગી ગાળી હતી

બીજા દિવસથી ફેહમીદાબેગમ પથારીવશ થઇ ગઇ તેના શરીરમાં ઘણીજ પીડા થતી હતી, અને તેના મનમાં દુખના વિચારોથી કઇક ઉચાટ હતો તે વખતે તેના ઘર આગળ કોઇ માણસો બોલતાં હોય એવુ તેને લાગ્યુ. તરતજ એક છોડી બારણા આગળ આવી પહોંચી, અને બેગમ બોલવા જતી હતી એટલામા તો તે છોડી તેની પાસે આવીને તેના ગળામાં હાથ નાખીને સ્નેહથી બોલી, "વ્હાલા કાકી, તમે માંદાં છો તેથી હું ઘણી દુખી છુ, હું તમારી સારવાર કરવા આવી છુ" ફેહમીદાબેગમ કઇ બોલી નહિ, પણ પોતાની ભત્રીજીના ખભા પર માથુ મૂકી ડસકાં ભરવા લાગી

મલિકાને નર્સનું કામ ઘણુંજ પ્રિય હતું. આવે પ્રસંગે શું કરવું તે કોઇની પાસે શીખ્યા વગર પોતાની મેળેજ સમજતી હતી જ્યારે તેની કાકી શાંત થયા ત્યારે તેણે તેમનું મ્હો અને હાથ ધોઇ નાખ્યા પછી પોતાની સાથે આણેલા દૂધમાં બરફ નાખીને તેને પીવડાવ્યું, એટલે પોતાને કંઈક આરામ થયો હોય એવું ફેહમીદાબેગમને લાગ્યું પછી મલિકાએ તેનું બિછાનું પાથરી ઠીકઠાક કર્યું, અને તેની કોટડી પણ સાફસુફ કરી તે એ કામ કરતી હતી ત્યારે તેની કાકી તેને અચંબાથી જોયા કરતી હતી ગમે તે કામ ખુશીથી તથા ખંતથી કરે એવી મલિકાના જેવી છોડી તેણીએ પહેલાં કદી જોઇ નહોતી

બધું બરાબર કર્યાં પછી મલિકા આવીને ખાટલા પાસે બેઠી, અને તેની કાકીનું માથું ધીમે ધીમે દાબવા લાગી એમ કરવાથી થોડા વખતમાં તેની કાકી ઉંઘી ગયા જ્યારે ફેહમીદાબેગમ જાગ્યાં ત્યારે મલિકા તો હજુ પણ ખાટલા પાસે બેઠી હતી હવે તેની સાથે બોલવા જેટલી શક્તિ બેગમને આવી હતી શાહનશાહુસેન સબંધી જે ઉચાટ તેના મનમા હતો તે વિષે મલિકાને કહ્યું, પણ શાહનશાહુસેનની પેલી માગણી વિષે એક શબ્દ પણ કહ્યો નહિ, અને તેથી મલિકાને લાગ્યું કે હવે કંઇ ફીકર રાખવા જેવું નથી

થોડા વખત પછી અમીરઅલી પોતાની દીકરીને લેવા આવ્યો, પણ તેની કાકીને તેને જવા દેવાનું જરાએ મન નહોતું બાપદીકરીએ વિચાર કરી ફેહમીદાબેગમને કહ્યું કે, "દેશી દવા કરવાથી કંઇ ફાયદો થતો હોય એવું અમને લાગતું નથી અમારી મરજી તો એવી છે કે કોઇ અંગ્રેજ સ્ત્રી-દાક્તરને બોલાવીએ કે તમને તપાસે" ફેહમીદાબેગમે કંઇ વાંધો લીધો નહિ તેથી મલિકા તેની પાસે રહી અને અમીરઅલી દાક્તરને તેડવા ગયો તેઓ થોડીજ વારમા આવી પહોચ્યાં. દાક્તરે દરદી સાથે બહુ માયાળુપણે વાત કરી, અને તેને શું દરદ હતું તે જાણી લીધું ફેહમીદાબેગમને શાંતિ વળી અને તેણીને લાગ્યું કે હવે હું એક હોશિયાર દાક્તરની સારવાર હેઠળ છુ

દરદીને તપાસ્યા પછી દાક્તરે અમીરઅલી સાથે વાત કરી તેણીએ કહ્યું, "બેગમની માંદગી ભારે છે સૌથી સારો રસ્તો એ છે કે તેને

ઇસ્પીતાલમાં આણવી કે જ્યાં તેની સારી રીતે સારવાર કરવામાં આવશે. હાલ તરત તો હુ તેને લઇ જવાનુ કહેતી નથી, પણ જો મલિકા આજની રાત અહિં રહે તો કાલે હું આવીશ અને એ વિષે શું કરવુ તે હું તમને કહીશ." મલિકા અહિં રહેશે એ સાભળી દરદીને તો સારૂ લાગ્યુ તેઓને રાતે ઉંઘ આવી નહિ તેથી તેઓએ ઘણી ઘણી વાતો કરી

તેની કાકીને અશાંત થએલી જોઇ છોડીએ પુછ્યુ, "કાકી હુ કઇ ગાઉં, તે તમે સાભળશો?" તરતજ જવાબ મળ્યો કે, 'હા, 'ઇસુ બાળકોને પાળશે, કેવી પ્રીતિ!' એ ગીત ગા" પછી છોડી ગાવા લાગી અને ફેહમીદા બેગમને શાન્તિ થઇ. તેનું આમતેમ બિછાના પર ફરવુ અને તેનું કણવુ બધ થયુ જ્યારે તે ગીત પુરૂ થયુ ત્યારે તેની કાકીએ ધીમ અવાજે કહ્યુ કે. "ફરી ગા," અને મલિકાએ તે ફરી ગાયુ.

બીજે દહાડે સવારે દાક્તર આવ્યા દરદીને તો કઇ ફેર પડયો નહોતો, તેથી તેને ઇસ્પીતાલમા આવવા દાક્તરે હઠેઠ કરી ફેહમીદા-બેગમ તો એટલી બધી માંદી હતી કે તેઓ તેને કયા લઇ જતા હતા તેનુ પણ તેને ભાન નહોતુ ને તે પોતે પણ જવાને કબુલ થઇ એવી ગોઠવણ કરવામા આવી કે તેણીને ઇસ્પીતાલમા એક જુદી કોટડી આપ-વામાં આવે અને તેની વિશ્વાસુ ચાકરડી નાદરીખાનમ તેણીની સાથે જાય અને બીજા નોકર શાહનશાની પાસે રહે. મલિકાએ કહ્યુ, "હુ તો ઇસ્પીતાલની તદન પાસે રહુ છુ તેથી વારવાર તમને જોવા આવીશ." આથી ફેહમીદાબેગમને કઇ વિશેષ શાંતિ થઇ

એક પાલખી આણવામાં આવી અને ફેહમીદા બેગમને તેની અંદર સુવાડીને તેને ઇસ્પીતાલ લઇ ગયા તેને એટલો બધો મદવાડ હતો કે પોતે કયા છે તેનું તેને કઇ પણ ભાન નહોતુ, પણ જેમ જેમ તાવ ઉતરવા લાગ્યો તેમ તેમ તેણીને માલમ પડતુ ગયુ કે આટલી બધી માયાથી અને પ્રીતિથી તેની સારવાર કદી કરવામા આવી નહોતી.

જેઓને તે પોતે કદી ઓળખતી નહોતી તેઓ પોતાના વહાલામાં વહાલા મિત્રના જેવી તેની બરદાસ કરતા હતા તે જોઇને તેને ઘણીજ નવાઇ લાગી. તેના મનમાં એવો વિચાર આવ્યો કે, સગાસ્નેહીને માટે

અમે આટલું કદી ન કરીએ, તો પરદેશના અને પરધર્મના માણસોને માટે તો ક્યાંથી કરીએ।

અહમદશાહ પણ તેની માને જોવા વારવાર આવતો, અને એક દિવસે જ્યારે તે તેની પાસે બેઠો હતો ત્યારે તેણીએ કહ્યું, "હુ આ જગ્યાની રીતભાત સમજી શકતી નથી બાઇઓ આટલુ બધુ કામ કેમ કરે છે? પૈસાને માટે તેઓ કરતાં હોય એવુ તો મને લાગતુ નથી, કારણ કે ઘણુ-ખરા દરદીઓ તો તેઓને એક પાઇ પણ આપતા નથી "

અહમદશાહે કહ્યુ, "ના, મને ખાતરી છે કે તેઓ પૈસાને માટે તો નહિ, પણ હુ ધારૂ છુ કે પ્રેમને માટે તેઓ કરે છે."

તેની માએ તેને કહ્યુ, "પણ તેઓ મને શુ કરવા ચાહે, હુ કઇ તેમની સગી નથી" અહમદશાહે જવાબ આપ્યો કે, "તેઓ પરમેશ્વરને ચાહે છે તેથી તેઓ તમને ચાહે છે," અને એ સાભળીને ફેહમીદાબેગમને તો વિશેષ નવાઇ લાગી

થોડા દહાડા પછી તેણીને માલમ પડયુ કે દરરોજ અમુક વખતે દવાખાનામાં ગીત ગાવામા આવતાં હતાં, તે સાંભળીને તેને મલિકા યાદ આવતી, પણ તે મલિકાના સ્વર જેવો મધુર નહોતો

ફેહમીદા બેગમે એક બાઇને પૂછ્યુ, "તમે ગીત વારે વારે કેમ ગાઓ છો?" તે બાઇએ કહ્યું કે, "કામ શરૂ કરતાં પહેલાં અને પુરૂ થાય ત્યારે અમે પરમેશ્વરની મદદ અને આશીર્વાદ માગીએ છીએ" ફેહમીદા બેગમને લાગ્યુ કે હુ તો જાણે કે એક તદન જુદીજ દુનિયામાં રહેવા આવી છુ પછી તે બાઇએ કહ્યું કે, "જે દરદીઓ સારા થવા આવ્યા છે તેઓ અને ઇસ્પીતાલમા કામ કરનારાં દર સવારે સાત વાગે પ્રાર્થના કરવા અને દેવનુ વચન વાચવા ભેગાં થાય છે," અને આ વાત સાંભળી બેગમે વિચાર કર્યો કે જ્યારે મને જરા વધારે સારૂ થશે ત્યારે હુ પણ ત્યાં એ ગીત સાંભળવા જઇશ

તેજ દહાડે એક બાઇ આવી અને તેણીની પાસે બેસીને તેને પૂછ્યુ કે, "તમારી આગળ હું કઇંક વાચી સભળાવુ?" ફેહમીદાબેગમને તો કઇ વાંધા જેવુ લાગ્યુ નહિ તેથી તે બાઇ વાંચવા લાગી, અને તેણીએ જે વાંચ્યુ

તે આ કે, "યહોવાહ મારો પાળક છે, મને કશી ખોટ પડશે નહિ" ત્યાર પછી તે બાઈએ એક પુરૂષ વિષે તેને વાત કરી કે જ્યારે તે પૃથ્વી પર હતો ત્યારે તેણે કહ્યું, "હું ઉત્તમ ઘેટાંપાળક છુ, ઉત્તમ ઘેટાપાળક ઘેટાને સારૂ પોતાનો જીવ આપે છે"

દરદીએ પૂછ્યુ, "તમે હઝરત ઇસા વિષે કહો છો? તેના વિષે કુરાનમાં જે લખેલુ છે તે હુ જાણુ છુ પણ સુવાર્તાંમા જે તેના વિષે લખેલુ છે તેથી તે તદન જુદૂ છે મારા ખાવિદ મને તે કદી વાંચવા દેતા નહિ"

પણ તે વિષે સાંભળવાને તો ફેહમીદાબેગમ ઘણી ઇંતેજાર હતી. વિધવાના મુએલા દીકરાને જીવતો કર્યો તે વાત સાભળવામા તેને બહુ રસ પડયો

જ્યારે મલિકા તેને ફરી જોવા આવી ત્યારે બેગમે તે વાત તેને કહી તે છોડીએ કહ્યું, "મારા વહાલાં કાકી, જો તમે પ્રભુ વિષે સાભળશો તો તેના ઉપર પ્રીતિ કર્યાં વગર તમે રહેશો નહિ" આનો કઇ ઉત્તર મળ્યો નહિ, કારણ કે ફેહમીદાબેગમનુ હૃદય એવુ હતુ કે તેને ઝટ અસર થાય નહિ તેની આખી જીદગીમા તેણે માત્ર આ પૃથ્વી પરના વાનાનીજ ચિતા કરી હતી, અને બીજા કશાની જરૂર હોય એવુ તેને લાગ્યુજ નહોતુ તેમ છતા પદર દિવસ પહેલા જ્યારે તે અહિ આવી તે વખતના કરતા એક અઠવાડીઆ પછી જ્યારે તેણી ઇસ્પીતાલ છોડીને ગઇ તે વખતે તેનામા ઘણો ફેરફાર થઇ ગયો હતો ખ્રીસ્તીઓ એકબીજા પર કેટલો બધો પ્રેમ રાખે છે અને એકબીજાની કેટલા બધા પ્રેમથી સેવા કરે છે તેનો અનુભવ તેને થયો હતો ખરી સ્તુતિ ને પ્રાર્થના વિષે તે થોડુઘણું શીખી હતી, અને એ બધા ઉપરાંત હઝરત ઇસા અને પ્રભુ ઇસુ ખ્રીસ્તમાં ફેર છે તે કઇક અશે તેણે જાણ્યુ હતુ આગળ જેમ તે પોતાના સગાંઓ વિષે બોલતી અને ધારતી તેમ હવે તે કરતી નહોતી. પ્રભુ ઇસુ જે જગતનો તારનાર કહેવાય છે તેનો શિષ્ય થવાથી અમીર-અલીએ પોતાના કુટુબ પર કોઇ પણ રીતે કલક આણ્યુ નહોતુ એની ખાતરી હવે તેણીને થઇ.

---

## પ્રકરણ ૧૪ મું

### બેમાંથી એક રસ્તો પસંદ કરવો

તે કોટડીમાં ફીરોઝખાન અને અહમદશાહ વગર બીજું કોઈ નહોતું અહમદશાહ વાંચવામાં તલ્લીન થઈ ગયો હતો તેના સાથીના હાથમાં જો કે ચોપડી હતી પણ તે તે વાંચતો હોય એવું દેખાતું નહોતું તે તો બીજા કશા વિચારમાં પડી ગયો હતો જેમ વખત જતો ગયો તેમ તે વધારે આકુળવ્યાકુળ થયો, ને તેને વાત કરવાનું જાણે મન હોય તેમ તે અહમદશાહ તરફ ધારી ધારીને જોતો હતો, પણ પોતે જે કહેવા માગતો હતો તે અહમદશાહને ગમશે કે કેમ તે વિષે તેને શક પડતો હોય એમ દેખાતું હતું આખરે અહમદશાહે તેની ચોપડી બંધ કરીને કહ્યું કે, "આજે તું કંઈ બહુ ધ્યાનપૂર્વક વાંચતો હોય એવું મને લાગતું નથી, પણ હું ધારૂં છું કે તે તારો વિષય તૈયાર કરી રાખ્યો હશે "

"આજે મને કંઈ વાંચવાનું મનજ થતું નથી, મને તો કંઈક વાત કરવાનું મન છે, અને તું કયારે વાંચી રહીશ એનીજ હું રાહ જોઉં છું " અહમદશાહે કહ્યું, "બહુ સારૂં, હું સાંભળું છું, કહે, તારે શું કહેવું છે ?"

ફીરોઝખાને કહ્યું, "હું તો દેવળમાં જઈ તારા કાકાનું ભાષણ સાંભળવાની ઇચ્છા રાખું છું કેમ કાલે આપણે જઈશું કે નહિ ?"

અહમદશાહ બહુ ખુશી થયો અને કહ્યું કે, "તું એવી ઇચ્છા રાખે છે તેથી હું ઘણો અજાયબ થાઉં છું, કારણ કે ગયે રવિવારે હું તો ગયો હતો, ને આવતી કાલે ફરી જવાનો મારો વિચાર છે તને એ વાત કદાપિ પસંદ નહિ પડે તેથીજ મેં તને એ વિષે કહ્યું નહોતું "

ફીરોઝખાને જવાબ દીધો, "મને તો એ વાત ગમે છે, મારાથી બને તેટલો ખ્રીસ્તી ધર્મ સંબંધી અભ્યાસ કરવાનો મેં નિશ્ચય કીધો છે અને જ્યાં કંઈ શીખવાનું મળે ત્યાં જવા હું તો તૈયારજ છું."

"ત્યારે તો તું દેવળમાં આવજે. ત્યાં તો ઘણું શીખવાનું મળે છે."

ફીરોઝખાનને હજી જાણે કઇ વધારે કહેવાનું હોય એવુ દેખાયુ પણ શું બોલવુ તે તેને સુઝતું ન હતું, માટે તે કશું બોલ્યો નહિ, અને સવારમાં કેટલે વાગે જવુ તે નક્કી કરી બન્ને સુવા ગયા

બીજે દહાડે સવારે ઠરાવેલે વખતે તેઓ નીકળ્યા, અને દેવળ આગળ આવ્યા ત્યારે અમીરઅલીને તેના ઘરમાથી આવતો જોયો. છોકરાઓને તે બહુ પ્રેમથી મળ્યો, અને દેવળ છુટયા પછી તેમને પોતાને ઘેર જમવાને નોતરૂ આપ્યુ, ને તે તેઓએ ઘણી ખુશીથી સ્વીકાર્યું

ફીરોઝખાને પછી કબુલ કર્યું કે દેવળમાં જે ભજનસેવા થઇ હતી તેથી બહુજ શીખવાનું મળે છે ઇશ્વરસ્તુતિનાં ગીત ગાવામાં આવ્યાં તે તેણે પહેલીજ વાર સાંભળ્યાં. વળી પ્રાર્થના કરતાં પાપ કબુલ કરવામાં આવ્યાં અને આત્મિક આશીર્વાદની માગણી થઇ તેના જેવુ તેણે પહેલાં કદી સાંભળ્યુ નહોતું બોધભાષણ પણ તેણે બહુ રસથી સાંભળ્યુ હતુ આધારવાકય નીચે પ્રમાણે હતું "પણ દેવ જે દયામાં ભરપુર છે તેણે જે પ્રીતિ આપણા પર કીધી તે પોતાની ઘણી પ્રીતિને લીધે આપણે પાપમાં મુએલા હતા ત્યારે ખ્રીસ્તની સાથે આપણને જીવતા કીધા (કૃપાથી તમે તારણ પામેલા છો), ને સાથે ઉઠાડયા, ને ખ્રીસ્ત ઇસુથી આકાશી જગ્યાઓમાં તેની સાથે બેસાડયા "

ફીરોઝખાનની પાસે જે માણસ બેઠો હતો તેણે તેને બૈબલ આપ્યુ, અને તેમા આધારવાકય બતાવ્યુ પણ ભાષણ પર પુરતુ લક્ષ આપ્યા વિના ફીરોઝખાને તો આધારવાકયજ ફરી ફરીને વાંચ્યુ, અને અત્યાર સુધી જે પરમેશ્વરને તે દૂર રહીને ભજતો હતો તે જાણે કે તેની પાસે આવ્યો હોય તેમ તેને ભાસ્યુ અને પરમેશ્વરના પરાક્રમ તથા ગૌરવથી ભયભીત થવાને બદલે તેના પ્રેમથી તેની પ્રતિ તે આકર્ષાવા લાગ્યો હવે થોડીવાર પછી તેણે બૈબલ મૂકી દીધુ અને ભાષણ પર લક્ષ રાખવા લાગ્યો. અમીરઅલી પરમેશ્વરની અજબ જેવી દયા વિષે બોલતો હતો તે વિષે બોલતાં ટુંકમાં તેણે ત્રણ વાતો જણાવી (૧) અનિર્વાચ્ય પ્રેમ, (૨) મરણમાંથી જીવન, અને (૩) આકાશી જગ્યાઓમાં ઇસુની સાથે બેઠક.

તે જુવાનોને તો તે એટલું બધુ નવુ અને વિચિત્ર લાગ્યુ કે તેનો ભાવાર્થ તેઓ પૂરેપૂરો સમજી શકયા નહિ, પણ એટલુ તો તેઓ હવે

સમજ્યા કે તેઓ પહેલાં ધારતા હતા તે કરતાં વિશેષ ઉચ્ચ જીવન તેઓ ખ્રીસ્ત ઇસુની મારફતે સપાદન કરી શકે તેમ છે

ભજનસેવા પુરી થયા પછી અમીરઅલી તેમને પોતાને ઘેર લઇ ગયો, ને ત્યાં તેની દીકરી મલિકાએ તેમનો સારો આવકાર કીધો

ખાધા પહેલા અમીરઅલીએ તેના દાનને માટે પરમેશ્વરનો આભાર માન્યો પ્રથમ તો તે જુવાન માણસોને અને વિશેષ કરીને ફીરોઝખાનને બધુ નવુ નવુ લાગતું હતુ, જેથી તેઓ છાના રહ્યા હતા પણ પછી તો તેઓએ વાતચિતમાં સારો ભાગ લીધો ઘેર જતી વખતે અમીરઅલીએ તેમને ફરી આવવાનુ આમત્રણ આપ્યુ

ઘેર જતી વખતે ને ત્યાં પહોચ્યા પછી ફીરોઝખાન કઇ બોલતો નહોતો અને તેને એકલુજ રહેવુ ગમતુ હોય એવુ લાગ્યુ તે વખતે તેના હ્રદયમાં એક જબરૂ યુદ્ધ ચાલી રહ્યુ હતુ તેની આગળ બે રસ્તા હતા; એક તો એ કે જેના ઉપર તે અત્યાર લગી ચાલતો હતો, તે તો સરળ અને હરકત વગરનો દેખાતો હતો, પણ તે ઇશ્વર વગરના સર્વકાળિક અધારામા દોરી લઇ જતો હતો બીજો રસ્તો વિકટ અને ઘણી હરકતોવાળો દેખાતો હતો, પણ તે તો ઇશ્વરના સર્વકાળિક અજવાળામા દોરી લઇ જતો હતો

હવે કયો રસ્તો લેવો? આજ સવાલ તે જુવાન માણસના મનમાં ઘોળાયા કરતો હતો તેણે વિચાર કીધો કે "જો મારો મિત્ર અહમદશાહ ખ્રીસ્તી થાય તો તેને તેનાં ખ્રીસ્તી સગાં આવકાર આપવાને તૈયાર છે પણ જો હુ તે નવો રસ્તો પકડુ તો જે મને વહાલામાં વહાલું છે તેને પણ મારે તજી દેવુ પડશે" તેના મનમા જે હતુ તે બધુ અહમદશાહને કહી દેવાની તેની ઘણી ઇચ્છા થઇ હતી, પણ તે છેવટના નિર્ણય પર આવે ત્યાં સુધી તેને કહેતાં તે આંચકો ખાતો હતો. આમ તર્ક-વિતર્ક તે કરતો હતો તેવામા બારણું ખખડયુ અને અહમદશાહ પોતે અદર આવ્યો

ફીરોઝખાન કઇ પણ બોલ્યો તે પહેલાં તો અહમદશાહ બોલી ઉઠયો કે, "હું તને કહેવા આવ્યો છુ કે મે તો ખ્રીસ્તી થવાનો હવે નક્કી ઠરાવ કીધો છે."

ફીરોઝખાનને એટલું બધુ આશ્ચર્ય લાગ્યુ કે શો જવાબ આપવો તે તેને સુઝયુ નહિ, તેથી તે અણબોલ્યો રહ્યો. તેના મનમાં વિચાર આવ્યો કે મારા મનમાં જેવુ યુદ્ધ ચાલે છે તેવુ યુદ્ધ મારા મિત્રના મનમા પણ શુ ચાલતું હશે, ને તેનો તેણે કઇ નિર્ણય કીધો હશે?

અહમદશાહે કહ્યુ, "હા, મારે ખ્રીસ્તી થવુ જોઇએ અને હું તો થઇશજ"

ક્ષણવાર સુધી થોભ્યા પછી ફીરોઝખાને કહ્યુ, "બહુ સારી વાત, હવે આપણે જુદા પડવાની જરૂર નથી, મે પણ ખ્રીસ્તી થવાનો ઠરાવ કીધો છે"

અહમદશાહ બોલ્યો, "ઇશ્વરના નામને ધન્ય હો! ખરેખર આ તો આનદની વાત છે"

ત્યાર પછી તેમની જીદગીમા ભારે ફેરફાર થવાનો હતો, તે વિષે તેઓએ વાત ઉપાડી ફીરોઝખાન કરતાં અહમદશાહને માટે તો તે વાત સહેલી હતી તેની મા અને તેના ભાઇ વગર બીજુ કોઇ વાધો લેનાર હતુ નહિ તેની મા વિષે તો તેને આશા હતી કે વહેલી કે મોડી તે તો જરૂર ખ્રીસ્તી થઇ જશે ને મારી સાથે રહેશે. તેના ભાઇની સાથે તો તેને ઘણોજ થોડો સબધ હતો અને તેથી તે ગમે તે કહે તેની તેને દરકાર નહોતી

પણ ફીરોઝખાનની બાબતમાં તો વાત તદન જુદીજ હતી તેનું કુટુબ બહોળુ હતુ, અને પોતે તેમાં સૌથી નાનો હતો તેના બાપા મરી ગયા હતા, પણ તેના ભાઇઓ અને તેના બનેવીઓ તેને ખ્રીસ્તી થતાં અટકાવવાને પ્રયત્નો કર્યાં વગર નહિ રહે એમ હતું. વળી તેની મા અને તેની જુવાન વહુ વિષે પણ વિચાર કરતાં તે ભારે ગુંચવણમાં પડયો. તેમના વિષે શુ કરવુ તેની તેને સમજણ પડી નહિ. આ બધાનો વિચાર કરતાં ફીરોઝખાનને માટે ખ્રીસ્તી થવુ કઠણ હતું એમાં કઇ આશ્ચર્ય જેવુ નથી. ટર્મ પુરી થાય ત્યાર પહેલાં તો તે ઘેર જઇ શકે એમ પણ નહોતું, તેથી તેણે એ વિષે ઘેર લખવાનું નક્કી કર્યું, અને તેને આશા હતી કે પોતે ઘેર જશે એટલામાં તો તોફાન કઇક શાંત થઇ જશે.

# પ્રકરણ ૧૫ મું.

## ગુપ્ત ઠરાવ

હાસ્પિતાલમાંથી ફેહમીદા બેગમ ઘેર આવી તેને એક મહિનો થઇ ગયો. પહેલાંના કરતાં તેના મનમાં અધિક અશાંતિ અને અસંતોષ હતાં અને તેથી તે ઘણીજ દુખી રહેતી હતી તેની કંટાળાભરેલી જીંદગીને લીધે અથવા બીજી રીતે કહેતાં આનંદથી ભરપુર એવી પોતાની ભત્રીજીની જીંદગી વિષે વિચાર કરતાં તેના જેવી ઉદ્યોગી જીંદગી ગાળવાની તેની ઘણી ઇચ્છા થતી હતી

પોતાના શોકભરેલા વિચારોમાં તલ્લીન થઇને તે બેઠી હતી એટલામાં તેનો મોટો દીકરો અંદર આવી તેની પાસે બેઠો.

પોતાની માના ચહેરા પર ગમગીની છવાએલી જોઇને તેને અજાયબી લાગી, અને જે વાત તે પોતાની માને કહેવા આવ્યો હતો તે કહેતાં તેને વધારે દુખ થશે એમ સમજીને તે પોતે હોસ્ટેલમાં પોતાના દહાડા કેવી રીતે ગુજારતો હતો તે વિષે, અને પોતાના જાની મિત્ર ફીરોઝખાન વિષે અને એવી એવી બીજી બાબતો વિષે વાતો કરી આમ વાત કરતા બેબલ વિષે વાત નીકળી, જે વિષે તેણે કહ્યું કે તેઓ બન્ને સાથે બેબલ વાચતા હતા, અને છેવટે તેઓ દેવળમાં જતા હતા તે વિષે અને તેના કાકાના ભાષણ વિષે પણ વાત કરી. વાતને અંતે તેણે પોતાની માને પૂછ્યુ કે, "માજી, મારા કાકા જે કહે છે તે ખરૂં છે, અને આપણું ખોટું છે, એવો વિચાર તમારા મનમાં કદી આવ્યો છે? જો ખ્રીસ્તી ધર્મ ખરો હોય તો તે વિષે આપણે શું કરવું?"

ફેહમીદા બેગમે એ સવાલનો કંઇ જવાબ આપ્યો નહિ, પણ એટલુંજ કહ્યું કે, "તું આ શહેરમાં આવ્યો અને તે તારાં ખ્રીસ્તી સગાંઓ સાથે સંબંધ રાખ્યો તેનું શું આવું પરિણામ આવ્યું? ત્યારે તો તું પણ ખ્રીસ્તી થઇ જવાનો હશે! આવી નામોશી જોવા તારા બાપા જીવતા ન રહ્યા એ તો ઘણું સારૂં થયું!"

છોકરો બોલી ઉઠયો, "અરે માજી, એવુ ના બોલો! પરમેશ્વરને ઓળખવો અને પ્રભુ ઇસુ ખ્રીસ્ત જેવા ભલા અને પવિત્ર પુરૂષના પગલાંમાં ચાલવુ એ કેવી રીતે નામોશીભરેલું હોઇ શકે? તમારો દીકરો મારા કાકા જેવો પ્રમાણિક અને સારો માણસ થાય એવુ શુ તમે નથી ચહાતાં? અને વળી મને ખાત્રી છે કે ખ્રીસ્તી થવાથીજ હુ તેવો થઈ શકીશ. મારાથી બને તેટલુ કરીને પણ હું તો ઇસુ ખ્રીસ્તના જેવો થવા માગુ છુ"

તેના બીજા દીકરા શાહનશાહુસેનનુ ચિત્ર બેગમની આંખો આગળ ખડું થયુ તેની નઠારી આદતોને લીધે તે તેની માને ભારે ચિંતા અને દુ ખનુ કારણ થઇ પડયો હતો, અને તે એક ભુ ડા મુસલમાન કરતાં ખ્રીસ્તી થઇ એક સારો માણસ થાય એ તેને માટે વધારે સારૂ છે એમ તેને લાગ્યા વગર રહ્યુ નહિ તેના મનમાં એવો વિચાર હતો તેમ છતાં તેણીએ કહ્યુ કે, "એ બધી મૂર્ખાઇભરેલી વાત છે તારા બાપા કેવા સારા માણસ હતા, તેની તને ખબર છે? ખ્રીસ્તીઓજ માત્ર સારા હોય છે એવુ તો કઇ નથી મે સાંભળ્યુ છે કે તેમનામાના પણ ઘણા બહુ ખરાબ હોય છે" અહમદશાહે પણ એમજ સાભળ્યુ હતું, પણ તેણે જવાબ આપ્યો કે, "માજી, તમે કહો છો તે પ્રમાણે જો હોય તો તેનુ કારણ એજ છે કે તેઓ ખરા ખ્રીસ્તીઓ નહિ હોય ખ્રીસ્તી તો કોને કહીએ કે જે ખ્રીસ્તનો ખરો શિષ્ય કે અનુયાયી છે. ખ્રીસ્તના શિષ્ય થવુ અને ભુ ડી રીતે વર્તવુ એ બની શકતુ નથી, અને એ કારણથીજ મને ખ્રીસ્તી થવાનું મન છે, કારણ કે મને ખાત્રી થઈ છે કે બધી વાતે જેનુ અનુકરણ મારે કરવુ જોઇએ તેવી પવિત્ર જીદગી તો માત્ર ઇસુ ખ્રીસ્તનીજ છે માજી, આપણે જે લોકોને ઓળખીએ છીએ તે બધાના કરતાં મારા કાકાની અને મારી બેનની જીદગી મને ઘણીજ જુદી માલમ પડે છે, અને તેનું કારણ એ છે કે તેઓ પોતાને અર્થે નહિ પણ બીજાઓને અર્થેજ જીવે છે"

ફેહમીદા બેગમ તરત તો કંઇ બોલી નહિ, પણ થોડી વાર પછી કહ્યુ, "ઠીક, પણ આ વિચાર અમલમાં મુકવા એટલો બધો ઉતાવળો ન થા, આ પગલું તુ ભરે તે પહેલાં એક વરસ સુધી તુ થોભશે એવું વચન મને આપ."

છોકરાએ કહ્યું, "વહાલાં માજી, એવું વચન હું કેવી રીતે આપી શકું ? તમારી મરજી હોય તો એક મહિના સુધી હું થોભું. વધારે વાર હું થોભવાનો નથી" પછી તે તેણીને સમજાવવા લાગ્યો, ને કહ્યું કે, "માજી, મારી માત્ર તમારી પાસે એકજ માગણી છે, અને તે એ કે તમે પણ અમારી સાથે ખ્રીસ્તી થાઓ પ્રભુ ઇસુ વિષેની આ એક ચોપડી છે તે તમે વાચશો ? જો તમે તે વાંચશો તો મારી ખાત્રી છે કે પ્રભુ ઇસુ પર વિશ્વાસ કર્યાં વગર તમે રહેશો નહિ, તેના અનુયાયી થવાની તમારી પણ ઇચ્છા થશે"

બેગમે કહ્યું, "ખુદા એવું ન કરે!" તો પણ તેણે તે કંઇક કચવાતે મને કહ્યું, અને જોકે તે ખ્રીસ્તી ધર્મ પ્રતિ કંઇ ભાવથી વળી નહોતી, તો પણ તેને વિચાર આવ્યો કે જો હું ખ્રીસ્તી થઇ જાઉં તો મલિકાની પેઠે હું પણ બહાર હરીફરી શકું અને એથી કરીને આ મારી નિરસ જીંદગી મટી મારી જીંદગી સુખમય થાય, પણ આ વિચાર તેણે પોતાના દીકરાને જણાવ્યો નહિ

અહમદશાહના ગયા પછી તે પોતાના મનમાં વિચાર કરતી બેઠી તેને લાગ્યુ કે હાલની સ્થિતિમાંથી છુટવાનો માત્ર હવે એ એકજ રસ્તો છે મલિકા વિષેની તેની ઇચ્છા એવી હતી કે તે તેને પોતાની છોડી તરીકે પોતાના ઘરમા રાખે તેથી તેણીએ અહમદશાહને કહ્યું કે, "મારે માટે સુવાર્તાની એક નકલ લેતો આવજે" પણ તે વિષે કોઇને ન કહેવું એવો ઠરાવ પોતાના મનમા તેણે કર્યો પોતાના ગુજરી ગએલા ખાવિંદનો વિચાર આવતાં તે કંઈ ડગી નહિ કેમકે તેણીને લાગ્યુ કે હવે હું તેનાથી સદાને માટે છુટી થઈ છુ, અને મારી મરજી પ્રમાણે કરવાનો હવે મને અધિકાર છે, અને મારા એમ કરવાથી જો મારો છોકરો રાજી થતો હોય પછી તો તેમ કરવુ તેજ સહુથી સારૂં છે

બીજે દિવસે તેણે મલિકા પર એક ચિઠ્ઠી લખી કે તુ મને મળવા આવ, મારે એક જરૂરની વાત તને કહેવી છે. અહમદશાહ ખ્રીસ્તી થઇ ગયો તે વિષે તેની કાકીને ભારે ખેદ થયો હશે, અને તે બાબતનાં તેની આગળ તે રોદણાં રડવા માગતી હશે, એમ મલિકા ધારતી હતી, પણ

તેને બદલે તો તેની કાકીએ શાંતપણે કહ્યું કે, "આખરે તુ અને તારા બાપા અહમદશાહને ખ્રીસ્તી બનાવવાના પ્રયત્નમાં સફળ થયાં ખરાં "

છોડીએ કહ્યું, "અરે ના, કાકી, લોકો ખ્રીસ્તને ચાહે અને તેના શિષ્ય થવાનુ તેમને ખરેખરૂ મન હોય તે વગર કોઇ ખ્રીસ્તી થાય એવુ અમો માગતા નથી અહમદશાહે જ્યા સુધી તે બાબત વિષે વાત ઉપાડી નહોતી ત્યાં સુધી મારા પિતાએ તેને તે વિષે કઇજ કહ્યું નહોતુ, અમે તો માત્ર ખાનગીમાં પ્રાર્થના કર્યાં કરતાં હતા. સુવાર્તા વાંચવાથીજ અહમદશાહની આખો ઉઘડી ગઇ, અને તેણે જાણ્યુ કે જેના ઉપર મારે પ્રેમ કરવો જોઈએ, અને જેના અનુયાયી મારે થવુ જોઇએ તે તો ખ્રીસ્તજ છે "

ફેહમીદા બેગમે ઉંડો નિસાસો નાખ્યો, પણ કઇ બોલી નહિ તેની કાકીના હાથ પર પ્રેમથી હાથ મુકી મલિકાએ કહ્યું કે, "વહાલાં કાકી, તમે પણ આપણા પ્રભુ ઇસુ વિષે શીખીને અમારા સગમાં નહિ ભળો ? જો એમ કરો તો એ સહુથી સારૂ થશે "

બેગમે કહ્યું કે, "જો આપણે બધાજ ખ્રીસ્તી થઇ જઇએ તો શાહનશા હુસેનનુ શુ થાય ? મે તને કહ્યુ હતુ તેમ જો તે કર્યુ હોત તો તે પણ કદાચ ખ્રીસ્તી થાત. પણ તે તો તેને પત કર્યો નહિ અને હવે તેનુ શુ થશે તે કોણ કહી શકે ?"

મલિકાએ તેનો કઇ જવાબ આપ્યો નહિ, અને તેથી વાતનો વિષય બદલાઈ ગયો, પણ જ્યારે તે ઘેર જવા ઉઠી ત્યારે તે જતાં જતા બોલી કે, 'કાકી, તમે આ બાબત વિષે પુરો વિચાર કરજો અહમદશાહની સાથેજ તમારૂ પણ બાપ્તિસ્મા થાય તો તેને કેટલો બધો આનદ થાય એટલુંજ નહિ પણ અમને પણ કેટલો બધો આનદ થાય !" સુવાર્તા વાંચવાનું પોતે વચન આપ્યુ હતુ તે વિષે ફેહમીદા બેગમે પોતાની ભત્રીજીને કઇ કહ્યું નહિ, પણ થોડા દહાડા પછી મલિકાએ એક સુવાર્તાની ચોપડી તેની કાકીના હાથમાં જોઇ ત્યારે તેણે તે વિષે જાણ્યુ

## પ્રકરણ ૧૬મું.

### એક અગત્યનો સવાલ.

એક દિવસે રેવરેંડ અમીરઅલી પોતાની અભ્યાસ કરવાની કોટડીમાં એકલો બેઠો હતો, ને વિચારમાં તલ્લીન થઇ ગયો હતો. બે દહાડા પહેલાં મલિકા તેની કાકીને ત્યાંથી પાછી આવી હતી. કોટડીમાં આવીને તેણીએ બહુ ઉલ્લાસથી કહ્યું કે, "બાપા, મારી કાકી કહે છે કે તેમની પણ ખ્રીસ્તી થવાની મરજી છે, અને અહમદશાહની સાથે તેમનુ પણ બાપ્તિસ્મા થાય એમ તે ઇચ્છે છે. ખરેખર, ઇશ્વરે આપણી પ્રાર્થના સાંભળી છે!"

અમીરઅલી પણ પોતાની દીકરીના આનંદમા ભાગ લેવાને ઘણો આતુર હતો, કેમકે તેઓ ધારતા નહોતા કે આટલી ટુંક મુદતમા આવુ સારૂ પરિણામ આવશે પણ એક પાદરી તરીકેની પોતાની ફરજ અમીરઅલીને બજાવવાની હતી, તેથી જ્યાં સુધી આ વાત વિષે પોતાની ભાભી સાથે મોઢેમોઢ વાતચિત ન થાય ને આવુ ગંભીર પગલુ ભરવાને તે તૈયાર હતી કે કેમ તેનો નિર્ણય ન થાય ત્યાં સુધી એ વાત નક્કી થઇ કહેવાય નહિ, તેથી એક દિવસ ઠરાવવામાં આવ્યો અને એક સાંજે અમીરઅલી પોતાની દીકરી સાથે બેગમને ઘેર ગયો, જ્યારે અહમદશાહ પણ ત્યા હાજર હતો.

ફેહમીદા બેગમે જે જવાબ આપ્યો તેથી માલમ પડયુ કે તેણીએ સુવાર્તાઓ બહુ ધ્યાન દઇને વાચી હતી પોતે હોશિયાર હોવાથી તેણીએ જે વાંચ્યુ હતુ તે યાદ રાખવુ મુશ્કેલ ન હતુ, પણ જ્યારે પોતાના જાતિય અનુભવ વિષે અને પ્રભુ ઇસુ ખ્રીસ્ત પરના તેના પ્રેમ અને વિશ્વાસ વિષે તેની પારખ કરવામાં આવી ત્યારે તો વાત તદ્દન જુદીજ માલમ પડી, અને અમીરઅલીને માલમ પડયુ કે મારી ભાભી સંસારિક લાભ પામવાની આશાથીજ પોતાનો ધર્મ બદલી નાખવાને તૈયાર થઇ છે ખરી, તો પણ તેના મનનુ ખરૂ બદલાણ કે જે એક ખરા શિષ્યની નિશાણી છે એ તો હજી સુધી થયુંજ નથી. પોતાના હૃદયની ઇચ્છા પૂરી થાય તેવા કામમાં પોતેજ વાંધો કાઢનાર થઇ પડે તે અમીરઅલીને માટે ઘણું મુશ્કેલ હતું, તેમ છતાં જો ફેહમીદા બેગમ માત્ર નામનીજ ખ્રીસ્તી થાય તો તેનાં કેવાં માઠાં

પરિણામ થાય તેનો વિચાર તેના મનમાં આવતો હતો પોતાના તારનાર અને મિત્ર તરીકે જો તેણી ઇસુનો સ્વીકાર ન કરે તો પછી જે માણસ-જાતને પાપથી બચાવવા આવ્યો તેના અનુયાયીને યોગ્ય જીંદગી ગાળવાને જોઇતુ બળ તેણીને ક્યાંથી મળે? ઇસુ ખ્રીસ્તમાં રહેવાથી તેણીનો નવો જન્મ થાય, પણ જો તે તેનાથી નિરાળી રહે તો ફેર માત્ર નામનોજ થાય એમ હતુ

હવે અમીરઅલી પોતાની અભ્યાસની કોટડીમાં જે વિષે વિચાર કરતો બેઠો હતો તે આજ બાબત હતી જે કોઇ બાપ્તિસ્મા લેવા ચાહતુ હોય તેને બાપ્તિસ્મા આપવાની ના કહેવી તેનો દાખલો પુરાતન કાળની મંડળીના ઇતિહાસમા પણ તેને મળી શકયો નહિ, છતા જેણે પ્રભુ ઇસુ ખ્રીસ્તનો ખરેખરી રીતે અંગીકાર કર્યો નથી એવા માણસને બાપ્તિસ્મા આપતાં અમીરઅલી આંચકો ખાતો હતો પેલા બે છોકરાઓ વિષે તો તેને એવો જરા પણ શક નહોતો, કેમકે તેઓએ ઇસુ ખ્રીસ્તને પોતાના તારનાર તરીકે સ્વીકાર્યો હતો એટલુંજ નહિ, પણ પોતાના પ્રભુ અને ગુરૂ તરીકે તેઓએ તેનો અંગીકાર કીધો હતો, અને તેના પ્રત્યેની પોતાની વફાદારી બજાવવાને માટે તેના નામથી ઓળખા-વાને તેઓ આતુર પણ હતા.

અમીરઅલીને જે બાબતમા શક પડતો હતો તે વિષે તે કોઇ પરાયાને પુછી શકત ખરો, પણ તે પોતાની જનેતા વિષે તેના દીકરાને અથવા તો કાકીની વાત તેની ભત્રીજીને પુછતા અચકાતો હતો આ બાબતમા પ્રભુ તેને ખરો માર્ગ દેખાડે માટે તેણે ઘણી વાર સુધી અને આગ્રહથી પ્રાર્થના કરી, અને ધીમે ધીમે તેના મન પરનો બોજો હલકો થતો ગયો, એટલે સુધી કે તે તેને નહિ જેવો લાગ્યો કારણ કે તે બોજો ઉંચકનાર તે એકલો નહોતો. હવે તે સવાલનું નિરાકરણ થઇ ગયુ. તેણે વિચાર કર્યો કે, એક બીજો મહિનો અહમદશાહ રાહ જુએ એમ હુ તેને સમજાવીશ, અને તે દરમિયાન એક મિશનરી બાનુને કહીશ કે તે ફેહમીદા બેગમની દરરોજ મુલાકાત લેતી રહે અને તેને શિક્ષણ આપે; અને તેટલા વખતમા જે ગંભીર પગલુ તેણી લેવાને આતુર હતી તેને માટે તે તૈયાર થઇ જશે, એવી તેની આશા હતી.

જ્યારે અહમદશાહે એ વાત સાંભળી ત્યારે તે ઘણો નિરાશ થઇ ગયો, તોપણ આ બાબતમાં તેના કાકાએ કેટલું બધુ ડહાપણ વાપર્યું હતું તે તેણે સારી પેઠે જાણ્યુ, અને પોતાની માની ખાતર તેની પોતાની ઈચ્છા પાર પાડવાનુ તેણે ખુશીથી મુલતવી રાખ્યુ

ફીરોઝખાનને માટે તેમ કરવુ સહેલું નહોતુ પોતાની મા પર લખેલા કાગળનો તેને કઇ જવાબ મળ્યો નહોતો તે કાગળ વિષે તે એવુ ધારતો હતો કે તે ટપાલમાં ગેરવલ્લે પડયો હશે, માટે તેણે પોતાની માના ઉપર તાર કર્યો કે તેમને કાગળ મળ્યો હતો કે નહિ? તેનો તેને એટલોજ જવાબ કે 'હા,' પણ બીજુ કઇ નહિ.

છોકરાએ દુ:ખી થઇને કહ્યું, તેઓ તો હવે મને મુએલોજ સમજે છે તેઓ મારા ઉપર ગુસ્સાથી કાગળ લખે તો સારૂ, કેમકે ત્યારે તો હું ખ્રીસ્તી શા માટે થાઉં છુ તેના સમગ્ર કારણ તેમને કહેવાનો મને સારો પ્રસગ મળે, અને તેથી કદાચ હુ તેમના પર પણ સારી અસર કરી શકુ હાલ તો મારે પણ લાચારીએ મુગા રહેવુ પડે છે

અમીરઅલીએ તેને એવી શિખામણ દીધી કે તેનુ બાપ્તિસ્મા થાય ત્યાં સુધી તો તેણે છાના રહેવુ એજ ઠીક છે, અને ત્યાર પછી ઘેર જઇ પોતાના સગાવહાલાંને મળવુ જો તે ઓચિંતો ઘેર જઇ ચઢે તો તેને અટકાવવાનો પ્રસગ રહેજ નહિ ફીરોઝખાને તેના મિત્રની સાથે મ મિ મ્મા લેવાનો નક્કી વિચાર કરી રાખ્યો હતો, પણ કેટલાએક કારણોને લઇને તે વાત મુલતવી રાખવાનુ તેને યોગ્ય લાગ્યુ નહિ

તે દરમિયાન શાહનશાહુસેન કયાં હતો, અને તેની મા અને ભાઇએ જે ઠરાવ કર્યો હતો તેથી તેના મન પર કેવી અસર થઇ હતી, તે હવે આપણે જોઇએ

જ્યારે તેણે જાણ્યુ કે એક અગ્રેજ બાનુ મારે ઘેર આવી મારી માને શિખવે છે ત્યારે તેને ગુસ્સો ચઢયો તે ફહાડે સાંજે તે પોતાના ભાઇની પાસે ગયો અને તેને કહ્યુ કે, "મા તો ખ્રીસ્તી ધર્મ વિષે શીખે છે" પોતાના ભાઈથી કઇ પણ વાત છાની રાખવાનુ અહમદશાહનુ મન નહોતુ, અને તેથી આ તક આવી એટલે તેણે ઘણી ખુશીની સાથે પોતાના ભાઇને કહ્યુ કે, "મે પણ ખ્રીસ્તી થવાનો નિશ્ચય કર્યો છે, અને હુ

આશા રાખુ છુ કે મા પણ મારી સાથે ખ્રીસ્તી થશે "

કુટુમનો એક સદ્‌ગુણી છોકરો હોવાનો દાવો કરવાનો હવે શાહનશા હુસેનનો વખત આવ્યો અત્યાર સુધી તો તે કુટુમમાં ખોટો ગણાયો હતો પણ હવે તે વાત ફરી ગઇ તેના કુટુમનું જે કોઇ પણ માણસ બાપીકો ધર્મ તજીને ખ્રીસ્તી ધર્મ સ્વીકારે તેના તરફ તે પોતાનો ગુસ્સો ને ધિક્કાર બતાવતો હતો તેણે પોતાના ભાઇને તેમના પિતાના ફરમાનની યાદ દેવડાવીને કહ્યું કે, " જે કોઇ ધિક્કારપાત્ર ધર્મનો સ્વીકાર કરે તેની સાથે હુ કદી પણ રહેવાનો નથી " હવે ખરેખરી વાત તો એ હતી કે બધી જાતના અકુશથી સ્વતત્ર થવાનુ તે છોકરાને આ એક બહાનુ હતુ તેને વિચાર થયો કે જો મારા બાપની મિલ્કતમાંથી મને માગ્યો ભાગ મળી જાય તો ભણવાની કઇ જરૂર રહે નહિ, અને કોઇ પણ જાતનો ધધો શીખવાની મને માથાકુટ કરવી પડે નહિ, પછી તો મારા મનમા આવે તેમ કરૂ અને મને મઝા પડે તેવી રીતે રહુ. શાહનશાહુસેન સારૂ ને ઉમદા જીવન ગાળવાનો નથી એમ તેની મા તથા ભાઇ નક્કી ધારતા હતા, અને હવે તો તે એટલો બધો વકી ગયો હતો કે તેને સુધારવો તે ઘણુજ મુશ્કેલ હતુ

થોડાજ દહાડા પછી તે પોતાના સામાનના ગાંસડાપોટલા બાધીને તે ઘરમાંથી નીકળી ગયો અને જતાં જતા એમ કહ્યું કે, " જે શહેરમાથી આપણે અહીં રહેવા આવ્યાં છીએ તે શહેરમા હુ આપણા એક સગાની સાથે હુ રહેવા જાઉં છુ હવે હું મારી માના ઘરમાં રહેવાનો નથી, તેથી તે ખુશીથી તેના ઘરમાં મને ઉતારો આપી રહેવા દેશે "

તેનો લાડકો પુત્ર તેનાથી અળગો થતો હતો તે જોઇને ફેહમીદા બેગમ ઘણી દિલગીર થઇ, પણ તેણી એક વાતથી સતોષી હતી કે હવે મારે શિરે તેની જવાબદારી રહી નથી, અને વળીતેણીને એવુ લાગ્યુ કે જુદા રહેવાથી તે કદાચ સુધરશે ત્યાર પછી ફેહમીદા બેગમે એવો ઠરાવ કર્યો કે પોતાનુ હાલનુ ઘર છોડી દઇને પાદરીના ઘરની પડોસમાં એક ઘર લેવુ, કે જેથી જે હોસ્ટેલમા અહમદશાહ રહેતો હતો તે પણ પાસે પડે અને અહમદશાહ પણ તેને વારવાર મળી શકે આમ થતાં થતા ઘણા દહાડા નીકળી ગયા, અને જે ધર્મના સત્ય વિષે તે બે છોકરાઓને ખાત્રી થઇ હતી તેને છચોક કબુલ કરવાનો વખત પાસે આવી લાગ્યો

## પ્રકરણ ૧૭મુ.

## આખરે આરામ.

પેલાં ત્રણ માણસો જે આટલે સુધીની જીંદગીમાં મુસલમાન ગણાતાં હતા તેઓ તે દિવસથી ખ્રીસ્તીઓ તરીકે ઓળખાવા લાગ્યાં. તે દિવસ આવીને ચાલ્યો પણ ગયો તે બે જુવાનોને મન તો તે દિવસ પવિત્ર અને કદિ ન ભૂલાય તેવો હતો, પણ ફેહમીદા બેગમને માટે તો તે દહાડો આશાભગનો નીવડયો હતો તેને તો એવી આશા હતી કે ખ્રીસ્તી થવાથી તેનામા કાંઇ મોટો ફેરફાર થશે એટલે કે બાપ્તિસ્મા લેનાથી પોતાની જુની જીંદગી તેમજ પોતાનુ વૃદ્ધ શરીર પણ બદલાઇ જશે, અને છેક નવીજ જીંદગી શરૂ થશે એ પ્રમાણે થાત અને થતુ પણ જોઇએ, પણ ફેહમીદા બેગમ આત્મિક જીંદગી કે આત્મિક બદલાણની આશા રાખતી નહોતી, અને તેથી તેના હૃદયમા કઇ આરામ કે સતોષ વળ્યો નહિ તેના મન પર પહેલા જેવો બોજો હતો તેવો ને તેવો બોજો હજી પણ કાયમ હતો

અમીરઅલીને જે સવાલ પૂછવામા આવ્યો હતો તે જો ફેહમીદા બેગમને પૂછવામાં આવત એટલે કે "ખ્રીસ્તી થવાથી તમને શો લાભ થયો?" તો તેનો જવાબ આપવાનુ તેણીને મુશ્કેલ પડત જેની તે આશા રાખી રહી હતી એટલે કે તે બુરખો કાઢી નાખી શકે અને તેને વધારે છુટ મળે તેની તે આશા પુરી થઇ, તોપણ ધારેલું સુખ ને સતોષ તેને મળ્યા નહિ હાલ તે જે પ્રમાણે વર્તતી હતી તેથી તે સાધારણ સ્ત્રીઓની પક્તિમાં ગણાતી હતી એવુ તેને લાગતુ, અને તેથી તેને નવી રીતે રહેતા કઇક સકાચ લાગતો હતો, અને પહેલાં જેવી તે હતી તેવીજ રહેવાનુ તેને પસ પડતુ હતુ તેના ધાર્યાં પ્રમાણે તેનામાં ફેરફાર ન થયા પછી એક રવિવારે તો તેણે બુરખો પહેર્યાં વગર દેવળમાં જવાની ના પાડી જ્યારે તે કુટુબના માણસોની સાથે વાતો કરવા બેસતી ત્યારે તેને એમ લાગતુ કે પોતે નહિ જાણતી હોય એવી વાત તેની સાથે બેસનારા જાણે છે, અને તેણીને એમજ લાગતુ હતુ કે હું તો બીજા બધાથી નોખી છુ

એક વખતે ફેહમીદા બેગમે તેના મનમાં જે થતુ હતુ તે વિષે મલિકાને કહ્યુ ત્યારે મલિકાએ તેને કહ્યું, "વહાલાં કાકી, ફેર આટલોજ છે કે

તમે પ્રભુ ઇસુને પારકા જેવા ગણો છો કે જેને તમે કદિ દીઠા ન હોય; પણ અમે તો તેને અમારો વહાલામાં વહાલો મિત્ર ગણીએ છીએ, અને તેની પાસેથી ઇશ્વર વિષેનું ખરૂં જ્ઞાન અમને મળે છે, પરમેશ્વર તમને નહિ મળે ત્યાં સુધી તમને સંતોષ વળવાનો નથી"

'તમારે તો પરમેશ્વરની જરૂર છે,' એ મલિકાના શબ્દો ઉપર ફેહમીદા બેગમ વિચાર કરવા લાગી. એ વાત ખરી છે એમ તેને પોતાને લાગ્યુ નહિ. દુનિયાઇ મોજમઝા તેને તો જોઇતી હતી, અને એને માટેજ તે ખ્રીસ્તી થઇ હતી, અને જેની તે આશા રાખતી હતી તે તેને મળ્યુ નહિ. તેણે પડદામાં રહેવાનો વહેમ કાઢી નાખવાનો પ્રયત્ન કર્યો, તેથી તેણે મલિકાને કહ્યુ કે, "તુ આવીને દેવળમાં મને લઇ જજે અને આડે દિવસે ફરવા લઇ જજે" આ પ્રમાણે ધીમે ધીમે કરવાથી તેના વહેમ તૂટયા, તોપણ તેના મનને કંઇ શાંતિ વળી નહિ

એક દિવસે તેના પર તાર આવ્યો કે શાહનશા હુસેનને પ્લેગની ગાંઠ નીકળી છે તરત તેનુ ચિત્ત તેના લાડકા છોકરા તરફ ખેંચાયુ. તેના મનમા એવા વિચાર આવ્યા કે મે તેને શા માટે જવા દીધો? હુ એકદમ તેની પાસે જઇશ, અને તેનાથી હવે કદી વિખુટી પડીશ નહિ તેજ વખતે મુસાફરીની તૈયારી કરવા તે મંડી ગઇ, પણ એટલામાં તો બીજો તાર આવ્યો કે આવશો નહિ, કારણ કે શાહનશા હુસેન તો મરી ગયો, તમે તેનું મ્હો જોવા પામશો નહિ.

તે માતાના હૃદયના દુઃખનુ વર્ણન કોણ કરી શકે! પોતાના છોકરાના બધા દોષ તે વખતે તે ભૂલી ગઈ અને પસ્તાવો કરવા લાગી કે હુંજ મુર્ખ કે મે તેને મારાથી છુટો પડવા દીધો!

જ્યારે મલિકા તેને દિલાસો દેવા આવી ત્યારે બેગમ તેને બોલવા લાગી કે, "તમે લોકોએ શા માટે મને ખ્રીસ્તી થવાની ફરજ પાડી જેથી મારા છોકરાને મારાથી જુદા પડવાની જરૂર પડી?" મલિકાએ તેને યાદ દેવડાવી કે "તમે તમારી પોતાની મરજીથીજ ખ્રીસ્તી થયાં અને વળી ખ્રીસ્તી થવાને તો તમે ઉતાવળા થયાં હતાં" પણ બધુ ફોકટ, તેના શબ્દો હવામાં ઉડી ગયા બીજી કોઇ વાતે તેના મન પર અસર કરી નહિ, માત્ર એકજ વાત તેના મનમા રમી રહી હતી કે તેનો છોકરો

પોતાની માની ગેરહાજરીમા અને તેની બરદાસ્ત વગર મરી ગયો. તેણીને લાગ્યુ કે મે પોતેજ મારા છોકરાને જવાની ફરજ પાડી, અને અને તે ત્યા મરી ગયો હવે હું કદી સુખી થવાની નથી અને મારા છોકરા સાથે હુ ઘાતકી રીતે વર્તુ એવુ જેમણે મને સમજાવ્યું તેઓને હુ કદિ માફ કરીશ નહિ મે મારો ધર્મ બદલ્યો અને મારા ધણીની આજ્ઞાનો અનાદર કર્યો તેના માઠાં ફળ આજે મારે ભોગવવાં પડે છે.

તેણીની પ્રત્યે પ્રેમ અને સહનશીલતા બતાવવામાં આવતા હતાં, કારણુ કે તેના મિત્રોને ખાત્રી હતી કે ગુસ્સામાં તે બોલે છે ખરી, પણ તેણીના પેટમા પાપ નથી જ્યારે તેના મનનુ દુ ખ કઇક ઓછુ થશે ત્યારે તેનુ મન ઠેકાણે આવશે અને તે વિષે તે પોતે સમજશે

ઉપર પ્રમાણે તેના મિત્રનુ ધારવુ ખરૂ પડયુ થોડા વખત પછી પોતાના મિત્રોને બોલાવવાનુ ફેહમીદા બેગમે બ ધ કીધુ અને એકાંતમાં રહીને તદન ઉદાસીમાં પોતાના દહાડા કાઢવા લાગી. મલિકા એવો કાઇક ઇલાજ ખોળતી હતી કે જેથી તેની કાકીને દિલાસો મળે, એટલામાં તેને એક વિચાર સુઝી આવ્યો કે હુ મારી કાકી પાસે જઇને એકબે અઠવાડિયાં રહુ તો ઠીક થાય તેને ખાત્રી હતી કે આમ કરવાથી તેની કાકી ખુશી થશે અમીરઅલીને તો મલિકા વગર ચાલે તેમ નહોતું, તો પણુ તેણે મલિકાને ખુશીથી ત્યાં જવા દીધી, અને તે દહાડે બપોરે ફેહમીદા બેગમ તેના શોકભર્યાં વિચારમા તલ્લીન થઇને એકલી બેઠી હતી તે વખતે ઓચિતુ બારણુ ઉઘડયુ અને સુદર અને હસમુખી મલિકાએ દેખા દીધી અને તેની પાછળ એક મજુર પેટી ઉચકીને આવતો દેખાયો.

તેની કાકી બોલે ત્યાર પહેલા તો તેણે કહ્યું, "વહાલા કાકી, જો તમારી ઇચ્છા હોય તો હું તમારે ત્યા થોડા દહાડા રહેવા આવી છુ તમે મને રહેવા દેશોજ એવી આશાથી હું મારી સાથે મારી પેટી પણ લેતી આવી છુ."

તેની કાકીના મનમાં શું છે તે જો મલિકાને માલમ હોત તો તેણે એટલે મલિકાએ જે ભોગ આપ્યો હતો તેનો બદલો પોતાને મળી ગયો એમ તેને લાગત. તેમ છતાં મલિકાને તો આવો ઠંડોજ જવાબ મળ્યો "તારી મરજી હોય તો આવ ને રહે , પણુ અહીં તને ગમશે નહિ."

મલિકાએ હસીને કહ્યુ, "નહિરે, આપણે મઝામાં વખત કાઢીશુ. તમે જાણુશો કે હુ કેવી મઝેની રસોઇ બનાવી શકુ છુ, કેવી સફાઇથી સીવી શકુ છુ અને વળી તમે જોયા નથી એવાં બીજા કેટલાં કામ હુ કરી શકુ છુ"

રફતે રફતે ફેહમીદા બેગમને લાગ્યુ કે મારી જીંદગી મને તદન અકારી થઇ પડી નથી. તેના મન પરનો ભાર કઇક ઓછો થવા લાગ્યો અને તેને વિચાર આવ્યો કે જે છોડી મારે માટે આટલુ બધુ કરે છે તેની કેવી રીતે મારે પરોણાચાકરી કરવી જોઇએ દિવસ પુરો થયો ત્યાર પહેલા તો ફેહમીદા બેગમ પહેલાં જેવી હતી તેવી કઇંક થઇ ગઇ પોતાના કામમાં તેને જે સ્નેહ મળી તે જોઇ મલિકા ઘણી ખુશી થઇ.

રાતે જમીને પરવાર્યા પછી મલિકાએ કહ્યુ કે, "મારા બાપને ઘેર કરીએ છીએ તેમ અત્યારે આપણે પ્રાર્થના કરીએ તો સારૂ." નોકર-બાઇઓ પણ પ્રાર્થના વખતે આવી પાસે બેઠી, અને પ્રાર્થનાનુ જે કામ ચાલતુ હતું તે બધુ તેઓએ ધ્યાનથી સાભળ્યુ હૈદરીખાનમને ઘણા વખતથી ખ્રીસ્તી થવાનો વિચાર હતો. તેણીએ વિચાર્યું કે મારી પહેલાની મિત્ર નાદરીખાનમ કે જે અમીરઅલીના ઘરમા નોકર હતી તે ખ્રીસ્તી થઇ છે, તો પછી મારે શા માટે ન થવુ?

જેમ જેમ દહાડા વિતતા ગયા તેમ તેમ તેની કાકીના સ્વભાવમા ઘણો ફેરફાર થતો તે જોઇ મલિકા ઘણી ખુશી થઇ શોક કરવાથી ફેહમીદા બેગમ ઉપર દુ ખની અસર તો થઇ હતી, પરતુ હવે આ દુનિયાના વાના પરથી તેનુ મન ઉઠી ગયુ હતુ, જીંદગીમા પહેલીજવાર તેણે આ વખતે આત્મિક વાનાં પ્રત્યે ખરો ભાવ દેખાડયો.

તેની ભત્રીજીને ગાતી સાભળવાથી તેને ઘણો આનદ થતો હતો. એક દહાડે સાંજે મલિકાએ કેટલાંએક ગીત ગાયા પછી નીચેનું ગીત પણ ગાયુ

શ્રમિત છે ખરે? કલાંત છે ખરે?
અતિશ દુ ખથી ખિન્ન તું ખરે?"
ઇસુ કહે મને, "આવ હું કને,
પદ મળે અહીં શાંતિનું તને"

કવણુ ચિન્હથી ભોમિયો ભણી,
મન કરી શકું એહની ભણી?
ચરણુ, હાથ ને પાંસળી વિષે
કઠિણુ ઘાતણાં ચિન્હ જો દિસે
મુગટ રાજનો છે શુ એહને
શિર વિરાજતો? તે કહો મને
મુગટ મસ્તકે છે ખરેખરો,
નહિ સુનાતણો— શૂળનો કર્યો.

તેની કાકીના મોં ઉપરથી દેખાઇ આવતું હતુ કે ગીતની તેના મન પર અસર થતી હતી. ગીત પુરૂ થયુ થોડા વખત સુધી છાનીમાની બેસી રહ્યા પછી તેણે કહ્યુ, "પ્રભુ ઇસુ જ્યારે પૃથ્વી પર હતો ત્યારે જે લોકો તે વખતે જીવતા હતા તેઓ ઇસુની પાસે આવી શકતા એ વાત હુ સમજુ છુ, પણ હમણાં તો વાત જુદી છે માટે હાલ આપણે તેની પાસે કેવી રીતે જઇ શકીએ?"

મલિકાએ કહ્યુ, "કાકી, પેલો આંધળો માણસ ઇસુને જોઇ શકતો નહોતો, તેણે તો માત્ર વિશ્વાસ કર્યો હતો કે ઇસુ ત્યા હાજર હતો, અને જ્યારે ઇસુ તેને અડકયો ત્યારે તેણે તેને એકદમ ઓળખ્યો"

થોડી વાર પછી ફેહમીદા બેગમ ધીમેથી બોલી, "ત્યારે તારૂ કહેવુ એવુ છે કે જેમ પેલા આંધળા માણસે તેને દીઠો નહિ તેમ આપણે તેને દેખી શકતાં નથી, તોપણુ ઇસુ અહીં હાજર છે એમ આપણે માનવુ?"

મલિકાએ કહ્યુ, "હા મને તો ખાત્રી છે કે ઇસુ અહીં હાજર છે" આ સાંભળીને ફેહમીદા બેગમનુ પાષાણુ જેવુ હૃદય પીગળી ગયુ એહિક સુખને બદલે સ્વર્ગીય કૃપાથી તેનું હૃદય ભરપુર થયુ, અને ફેહમીદા બેગમે જાણ્યુ કે પ્રભુ ઇસુ અહીં હાજર છે, કારણુકે તેની આંખો ઉઘડી ગઇ હતી.

આ પ્રમાણે ફેહમીદા બેગમના અંતઃકરણમાં શાંતિ થઇ, અને તેણીએ જાણ્યુ કે પ્રભુનું વચન સત્ય છે એટલે કે "જે કોઇ મારી પાસે આવે છે તેને કદી ભુખ લાગશે નહિ, અને જે કોઇ મારા પર વિશ્વાસ કરે છે તેને કદી તરસ લાગશે નહિ"

---